"સસ્તું સાહિત્ય" એટલે "ઊંચામાં ઊંચું સાહિત્ય"

# ઇતિહાસને અજવાળે

[ ઇતિહાસની પરાક્રમી વ્યક્તિઓની જીવનરેખા ]




લેખક :

ઇન્દ્ર વસાવડા





ભિક્ષુ અખંડાનંદની પ્રસાદી

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

ઠે. ભદ્ર પાસે અમદાવાદ અને કાલબાદેવી રોડ મુંબઈ-૨




દસ આના

# નિવેદન

"સર્વોપયોગી સાહિત્યશ્રેણિ"નું આ સાતમું પુસ્તક પ્રસિદ્ધ થાય છે.

આ સંસ્થા છેલ્લાં પચીસ વર્ષથી પોતાની શક્તિ અને વૃત્તિ અનુસાર ગુજરાતની સેવા કરી રહી છે. આજ સુધીમાં જીવનઘડતરમાં ઉપયોગી એવા લગભગ સાડાત્રણસો ગ્રંથો એણે હજારો નકલોની સંખ્યામાં ગુજરાતના ઘરોમાં પહોંચાડ્યા છે. ધાર્મિક સાહિત્યનું પ્રકાશન આ સંસ્થાનું પ્રધાન અંગ રહેલું હોવા છતાં તેનો વિશાળ અર્થ કરીને જીવન વિકાસમાં પ્રેરણારૂપ થાય તેવાં જીવનચરિત્રો, આરોગ્યના પુસ્તકો, સમાજશિક્ષણ, સ્ત્રીકેળવણી, બાળવાર્તાઓ ઇત્યાદિ સાહિત્ય પણ એણે પ્રજાને વિપુલ પ્રમાણમાં આપ્યું છે.

પરંતુ પ્રજામાં હવે એક નવો વર્ગ ઊભો થયો છે અને એની સંખ્યા આપણી રાષ્ટ્રીય જાગૃતિની સાથેસાથ વધતી જશે. આ વર્ગ ઓછું ભણેલા પ્રૌઢોનો છે. ભાષાજ્ઞાન તો એમનું બાળકો જેવું હોય છે, પરંતુ સંસારના કડવા-મીઠા અનુભવો એમને મળેલા હોય છે. આ બધી સ્થિતિનો વિચાર કરીને આ વિશાળ સમુદાય માટે નવા પ્રકારનું સાહિત્ય નિર્માણ કરવું જોઈએ. એ સાહિત્ય મોટા અક્ષરોમાં છપાયેલું, બાળકો પણ વાંચી શકે એવી સહેલી ભાષામાં અને છતાં યે જીવનમાં ઉપયોગી એવા વિષયો ઉપર પ્રકાશ ફેંકનારું હોવું ઘટે.

આ કાર્ય કોણ કરે ? ધંધાદારી પ્રકાશકો સ્વાભાવિક રીતે જ આમાં રસ ન લઈ શકે, કારણ કે આવા પ્રકાશનમાં નફો હોય નહિ આ કાર્ય 'સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય' જેવી પારમાર્થિક સંસ્થા એ જ કરવું જોઈએ એમ લાગવાથી આ પ્રકાશનમાળાનો અમે આરંભ કર્યો છે

ગુજરાત જેમની સાહિત્યસેવાથી પરિચિત છે એવા યુવાન અને પ્રતિષ્ઠિત લેખકો દ્વારા વિવિધ વિષયોના સુંદર, સરળ અને સચિત્ર પુસ્તકો તૈયાર કરાવવાનું સંપાદનકાર્ય કરવા અમે જીવનસ્પર્શી સાહિત્યના પ્રસિદ્ધ લેખક ભાઈ મોહનલાલ મહેતા—'સોપાન'ને શોધ્યા અને તેમણે તે કામ હોંશપૂર્વક અને સહર્ષ ઉપાડી લીધું, તે માટે તેમને ધન્યવાદ ઘટે છે આ પ્રયાસનું પરિણામ આજે અમે પ્રજા સમક્ષ મૂકીએ છીએ

સર્વોપયોગી સાહિત્ય શ્રેણી જેવા સૂચક નામ સાથે જોડાયેલા પુસ્તકોની યોજના તૈયાર કરવામાં, વિષયો ગોઠવવામાં અને લેખકો પાસે લખાવવામાં એમણે જે ચીવટ અને પરિશ્રમ દાખવ્યા છે, તેના અમે સાક્ષી છીએ આ પવિત્ર કાર્યના તેઓ પણ યશભાગી છે

અમુક વર્ગ માટે યોજાયલી આ ગ્રંથશ્રેણી પ્રજાના બીજા ભાગ માટે પણ લાભદાયી અને માર્ગદર્શક નીવડશે એના ભરોસાથી આ સંસ્થાના કાર્યક્રમમાં આ નવો પ્રકાર શરૂ કરતા અમને આનંદ થાય છે

મુંબઈ,
તા ૭–૮–'૪૫

'સસ્તુ સાહિત્ય મુદ્રણાલય ટ્રસ્ટ'ના ટ્રસ્ટીઓ વતી
મનુ સૂબેદાર (પ્રમુખ)

# સંપાદકનું નિવેદન

'સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલયે' મને જે કામ સોપ્યુ તેનો સ્વીકાર મે હળવે હૈયે કર્યો નથી, એટલુ આરભમા જ જણાવી દઉં.

ઓછુ ભણેલા હજારો ભાઈબહેનોને, જીવનને સ્પર્શતા વિષયોનુ જ્ઞાન આપવાની જવાબદારી કેટલી મહાન છે, તેનુ આ કાર્ય કરતા મને સતત ભાન રહ્યુ છે

હુ કેટલે અશે એમા સફળ થયો છુ, તેનો નિર્ણય તો જાણકારો જ કરી શકે. મારે તો એટલુ જ કહેવાનુ છે કે પરિશ્રમ કરવામા મે કચાશ રાખી નથી ને જ્યા જ્યાથી સહાય મેળવી શકુ ત્યા ત્યાથી મે મેળવી છે

વિષયોની પસદગીમા અને તેના લેખનમા લેખકમિત્રોએ જે મદદ કરી છે, તે હુ ભૂલી શકીશ નહિ પ્રકાશક, સપાદક કે લેખક આ કાર્યની મહત્તા અને પવિત્રતાને ભૂલ્યા નથી એટલુ તો પૂરી નમ્રતા સાથે પણ મારે કહેવુ જોઈએ હજારો બધુ ભગિની પ્રત્યેની લાગણી આ ગ્રથશ્રેણીના લેખન-પ્રકાશનના મૂળમા રહેલી છે

શક્ય તેટલી કાળજી રાખીને વિષયોની પસદગી કરી છે. આ યોજના એક જ વર્ષની કે અઢાર જ પુસ્તકોની નથી તે લક્ષમા રાખ્યુ છે, છતા પહેલા વર્ષમા યે વિષયનુ વૈવિધ્ય સપ્રમાણ જળ-

વવાનો સભાન પ્રયાસ તો કર્યો જ છે. આમ છતાં એમાં ત્રુટીઓ નહિ હોય કે નથી, એમ હું કહી શકું નહિ. લોકશિક્ષણમાં રસ ધરાવતા સજ્જનો મને તેમની સૂચનાઓ મોકલશે તો હું આભારી થઈશ.

અંતમાં, મારે ‘સસ્તું સાહિત્ય’ના ટ્રસ્ટીઓનો આભાર માનવો છે. હું જાણું છું કે તેઓ આભારના ભારથી દૂર રહેવા ઇચ્છે છે, પરંતુ મારે સૌને જણાવવું જોઈએ કે સદ્‌ગત ભિક્ષુ અખંડાનંદે પ્રકટાવેલા જ્ઞાનદીપકની જ્યોતને એમણે નમવા તો નથી જ દીધી, પરંતુ સતત દિવેલ પૂરીને એને પ્રજ્વલિત રાખી છે. સહેજ આગળ વધીને કહું તો એ જ્યોત વધુ પ્રકાશ આપી શકે તે માટે તેઓ વૈજ્ઞાનિક પ્રયોગો પણ સતત કરતા રહે છે. આ ગ્રંથશ્રેણીના સંપાદનકાર્ય અંગે ટ્રસ્ટીમંડળના પ્રમુખ શ્રી. મનુ સૂબેદારે મને સતત ઉત્સાહ અને માર્ગદર્શન આપ્યાં છે એમ મારે કબૂલવું જ જોઈએ. એમનો સહકાર ન હોત તો આ કાર્ય મેં થાકીને અધવચ્ચે જ છોડી દીધું હોત.

મુંબઈ,<br>તા. ૭–૮–’૮૫

મોહનલાલ મહેતા

# લેખકનું નિવેદન

આ પુસ્તક જે જનસમુદાય માટે લખવામાં આવ્યું છે તેને માટે તે ઉપયોગી નિવડે એવી આશા સેવું છું. ભાઈશ્રી 'સોપાને' જ્યારે આ કાર્ય મને સોંપ્યું ત્યારે મને લાગ્યું હતું કે તે કાર્ય સહેલું છે. પરંતુ કાર્ય હાથમાં લીધા પછી તેની મુશ્કેલીઓ સામે આવી.

ઐતિહાસિક તત્ત્વો લઈ તેમાં પ્રાણ પૂરવાનું કાર્ય અલબત્ત મુશ્કેલ છે. તેમાં કેટલે અંશે સફળ નિવડ્યો છું તે તો સમીક્ષકો જ કહી શકશે.

ઉપયોગી પુસ્તકો શ્રી વાંસદા યુવરાજની લાયબ્રેરીમાંથી પ્રાપ્ત થયાં અને લાયબ્રેરીનો છૂટથી ઉપયોગ કરવા દઈ, મને તેમણે જે સહકાર આપ્યો છે તે બદલ આ સ્થળે તેમનો આભાર માનવાની તક લઉં છું. તે વગર વાંસદામાં રહી આ પુસ્તક લખવાનું કાર્ય અશક્ય બનત.

શ્રી મનુ સૂબેદાર તથા ભાઈશ્રી 'સોપાન'ના નિવેદન પછી મારે વધારે કંઇ કહેવાનું રહેતું નથી એટલે વિરમું છું.

વાંસદા
તા ૧૦-૮-૪૫

ઇન્દ્ર વસાવડા

## અનુક્રમણિકા

# ગામને માટે



વેદના જમાનાની આ વાત છે. જ્યાં આજે પાંચ નદીઓ વહે છે, અને જેને આપણે પંજાબ કહીએ છીએ; તે જગાએ, તે જમાનામાં સાત નદીઓ વહેતી હતી. તે પ્રદેશ સપ્તસિંધુ (સાત નદીઓ) ને નામે ઓળખાતો. આજે તો ત્યાં માત્ર પાંચ નદીઓ વહે છે. સરસ્વતી અને દશદ્વતીનો આજે પત્તો પણ નથી.

શરૂઆતમાં તો આર્યલોકો પોતાની ગાયો સાથે

એક સ્થળેથી બીજે સ્થળે ભટકતા. જ્યાં સારું ઘાસ જુએ અને ઝરો કે નદી જુએ ત્યાં જ રોકાઈ જતા. તે ખલાસ થાય, એટલે બીજે સ્થળે જતા.

ત્યાર પછી તો ગામો બંધાયાં અને લોકો ખેતી પણ કરવા લાગ્યા.

જે વખતની આ વાત છે તે સમયમાં, સપ્તસિંધુના પ્રદેશમાં પાંચ મુખ્ય જાતિઓ રહેતી. તેઓને 'પંચજનાઃ' નાં નામે આપણે ઓળખીએ છીએ.

ઠેઠ ઉત્તરના ભાગમાં તૃત્સુઓના દેશમાં રાજા સુદાસ નામે એક રાજા રાજ્ય કરતો હતો. દિવોદાસનો એ પુત્ર થાય, તેણે આસપાસના પ્રદેશો જીતી લીધા હતા.

વિશ્વામિત્ર તેમના પુરોહિત હતા. એક સુંદર નદીના કિનારે તૃત્સુઓનું ગામ વસેલું હતું. નદીના પાણીની નહેરો બાંધી ત્યાં સુંદર ખેતી થતી હતી. ગામની ચોપાસ સુંદર લીલાંછમ ખેતરો આવેલાં હતાં. સવારના પહોર-માંથી જ લોકો નદીએ નહાવા આવતાં અને પછી તો દરેક ઘરમાંથી હોમના ધૂમાડા ઊઠતા અને સામવેદના મંત્રોના ઉચ્ચારથી ચારે દિશાઓ ગૂંજી ઊઠતી.

સંધ્યા, સમયે ગાયો ધૂળ ઉડાડતી પાછી ફરતી તે વખતનું દશ્ય જોઈ, કોઈ પણ માણસનું હૃદય આનંદથી નાચી ઊઠતું.

× × ×

ઋષિ વિશ્વામિત્રની આંખો લાલચોળ બની હતી. હાથો ઉછાળતા તે રાજભવનથી પાછા ફરતા હતા.

ખરાડા પાડી તે પુત્રોને કહેતા હતા. "હમણાં ને હમણાં ગાડી-બળદ જોડો."

તેમની પાસેજ ઊભેલી લોપા બોલી ઊઠી.

"કેમ ? ગુરુદેવ ?"

"અપમાન ! અપમાન !! સુદાસે મારું અપમાન કર્યું છે. જે રાજા પોતાના પુરોહિતનું અપમાન કરે, તે રાજા પાસે એક ક્ષણ પણ કેમ રહેવાય !"

પુત્રો પિતાનું વચન પાળવા તત્પર થયા.

લોપા એક ક્ષણ આ જોઈ રહી. તે વિશ્વામિત્ર પાસે વેદાભ્યાસ કરતી હતી.

"પણ....ગુરુદેવ...."

"શું છે ?"

"આમ ઉતાવળા...."

"નહીં, નહીં લોપા ! આ દેશનું અન્નપાણી પણ હવે ગ્રહણ કરીશ નહીં. એક છોકરા જેવા વસિષ્ઠને પુરોહિતના આસન ઉપર બેસાડવાની ધૃષ્ટતા રાજાએ કરી જ કેમ ?"

"પણ...."

"કેટલી વાર છે ?" વિશ્વામિત્ર ગરજ્યા.

"તૈયાર છે, પિતાજી" પુત્રો બોલ્યા.

અને ઋષિ વિશ્વામિત્ર, પુત્રો સહિત તૃત્સુ ગામ છોડીને ચાલી નીકળ્યા.

નદીકિનારા સુધી લોપા પણ ગઈ. ગુરુને વંદન કરી, નદી પાર ઊતરી, દૂર દૂર ચાલ્યા જતા ગુરુદેવને તે નીરખી રહી.

સંધ્યાનો વખત થવા આવ્યો હતો. ગામના ઘરોમાંથી પવિત્ર હોમનો ધૂમાડો નીકળવા લાગ્યો હતો.

ગાયોનાં ધણ પાછાં ફરતાં હતાં.

નદીના તરંગોને સ્પર્શ કરતો ઠંડો પવન વાતો હતો.

જે ગુરુદેવ વિશ્વામિત્ર પાસે રહીને જ તેણે વેદમંત્રો શીખ્યાં હતાં, તે જ ગુરુદેવ આજે તૃત્સુ ગામ છોડીને ચાલ્યા જાય છે! સુદાસ રાજાએ એવું તો શું ઘોર અપમાન કર્યું હતું કે ગુરુદેવ આજે તૃત્સુ ગામનાં બધાં જ બંધનોને તોડી, દૂર દૂર પરદેશ ચાલ્યા જાય છે?

દૂર દૂર સંધ્યાની લાલિમા સાથે સાથે જ વિશ્વામિત્ર ઋષિનું ગાડું પણ અદશ્ય થઈ ગયું. દશદ્વતી નદીમાં સ્નાન કરી બ્રહ્મચારિણી લોપા, હોમ કરવા ઘર તરફ ચાલતી થઈ. એક તરફ ગુરુની યાદ આવતી હતી. તેમની પાછળ જ ચાલ્યા જવાનું મન થતું હતું. બીજી તરફ ગામ આકર્ષતું હતું.

× × ×

વસિષ્ઠ ઋષિ સુદાસ રાજાના પુરોહિત બન્યા. સુદાસને ચિંતા થવા લાગી. ઋષિ વિશ્વામિત્ર ગામ છોડીને ચાલ્યા ગયા છે. કઈ નવી વિપત્તિ માથે આવવાની છે?

× × ×

આ બાજુ ક્રોધથી લાલ–પીળા બનેલા વિશ્વામિત્ર આગળ ને આગળ ધપ્યા જાય છે.

અપમાન! ઘોર અપમાન!!

ભરતોના ગામમાં આવી તે ટહેલ નાખે છે.

"સુદાસે ઘોર અપમાન કર્યું છે, પોતાના રાજ-પુરોહિતનું અપમાન કર્યું છે; ઋષિ વિશ્વામિત્રનું અપમાન કર્યું છે. સપ્તસિંધુના રાજાઓ શું અપમાનનો બદલો નહીં લે? આ અપમાનને તેઓ ગળી જશે?"

અને ભરતોના રાજાએ પુરુષો તથા બીજા આસપાસના બધા જ રાજાઓને કહેણ મોકલ્યું.

"આવજો–તમારા શૂરા સૈનિકોને લઈને આવજો. ઋષિ વિશ્વામિત્રના ઝંડા નીચે આવજો. ઋષિ વિશ્વામિત્રના અપમાનનો બદલો ચુકાવવા આવજો."

અને જોતજોતાંમાં તો આસપાસના દસ રાજાઓ પોતાનાં સૈન્યો સાથે ભરત ગામની અંદર આવીને એકઠા થયા. ભરત ગામમાં યોદ્ધાઓની છાવણી નંખાઈ અને એક પવિત્ર દિવસે ઋષિ વિશ્વામિત્રની સરદારી હેઠળ દસે રાજા-

ઓનાં સૈન્યોએ તૃત્સુ ગામને છૂંદી નાખવા પ્રયાણ કર્યું.

સૈન્ય ધપે છે, વિશ્વામિત્રને થાકની દરકાર નથી, ભૂખ અને તરસની પરવા નથી. દસે રાજાઓનાં સૈન્યો આગળ અને આગળ ધપે જાય છે.

× × ×

અને સૈન્યોએ વિપાટ્ અને શતુદ્રી નદીના સંગમે પડાવ નાખ્યો.

વિશ્વામિત્રે ધાર્યું હતું કે ઉનાળાને અંગે નદીમાં પાણી બહુ નહિ હોય, અને સૈન્ય તરત જ નદી પસાર કરીને આગળ વધશે.

પણ નદીઓના સંગમ પાસે આવતાં તો જોયું કે, નદીઓનાં પાણી ગાંડાતૂર બનીને આસપાસનાં ખેતરો ડુબાવી, આગળ ને આગળ ધપ્યાં જાય છે. જે રસ્તામાં આવે છે તેને ભરખી ખાતાં નદીઓનાં પાણી કિનારાઓ ઉપર ક્યાંય સુધી ફરી વળ્યાં છે.

"હવે?" ભરતોના રાજા બોલ્યા.

"આવું પૂર તો આપણે કદી યે કલ્પેલું નહીં" પુરુોના નૃપે કહ્યું:

"કેમ પાર કરશું?"

"એ જ વિચાર કરું છું." વિશ્વામિત્ર બોલ્યા.

પણ ઋષિ વિશ્વામિત્ર એક શબ્દ પણ બોલ્યા નહીં.

સંધ્યાનું પ્રતિબિંબ ધ્રુધવતા, ઘૂમરી ખાતા જળમાં પડતું હતું.

અંજલિમાં પાણી લઈ, નમન કરી ઋષિ બોલ્યા.

"હે વિપાટ્! હે શતુદ્રી–તમે હિમાલયની કન્યાઓ છો."

પાણીનું વેગ વધતું જતું હતું.

"હિમાલયના તુંગ–શિખરો ઉપરથી તમે નીકળી, આ મેદાનોને તમારાં જળરાશિથી ધનધાન્યમય બનાવી, સમુદ્રને મળો છો."

જળતરંગો વિશ્વામિત્રની છાતી સુધી આવી બાઝ્યાં હતાં.

"હું વિશ્વામિત્ર કવિ, તમારાં સ્નેહથી ભરેલાં ગીત ગાઉં છું."

પાણીનો પ્રચંડ ધસારો આવતો હતો છતાં, અડગ અને નિશ્ચલ વિશ્વામિત્ર ઊભા ઊભા હાથ જોડી, પ્રાર્થના કરતા હતા.

"હે વિપાટ્! હે શતુદ્રી!! હું તમને નમન કરું છું. તમે અમારા સૌના માતા સમાન છો."

એક છોળ અને પાણી વિશ્વામિત્રનાં મુખને ધોતું આગળ વધી ગયું.

"હે દેવીઓ! હું આ દસ રાજાઓનાં સૈન્યને લઈ-

ને આગળ વધવા માગું છું. નીચાં નમો, માતા! તમારાં જળભંડારને શમાવી દો માતા."

અને બન્ને નદીઓ–વિપાટ્ અને શતુદ્રી–બોલી:

"માતા જેમ બાળકને ભેટવા વહાલથી નીચી નમે તેમ હે ઋષિ! અમે પણ નમશું. તમારી પ્રાર્થનાથી અમે સંતુષ્ટ છીએ."

અને એકાએક નદીનાં જળ નીચે ઊતરવા લાગ્યાં. જોતજોતાં તો પાણી ઘૂંટણ ઘૂંટણ સુધી જ રહ્યાં.

"જય હો ઋષિ વિશ્વામિત્રની–જય હો! માતા વિપાટ્ અને શતુદ્રીની!" સૈનિકોએ–આર્યલોકોએ ગર્જના કરી.

એક આદેશ અને બધા જ સૈનિકો નદીને પાર કરી ગયા.

× × ×

દશદ્વતીના આ કિનારા ઉપર, થોડે દૂર આવેલા અરણ્યમાં–જંગલમાં લોપા ગાયો ચરાવતી હતી. એકાએક ધરતી ધ્રૂજવા લાગી.

"આ શું?" તે વિચારી રહી.

ત્યાં તો જંગલના પાંદડે પાંદડેથી સૈનિકો ખરીને પૃથ્વી ઉપર પડ્યા હોય તેમ અસંખ્ય સૈનિકોનાં દર્શન થયાં.

"આ શું! એકાએક આ સૈનિકો ક્યાંથી?" તે વિચારી રહી.

એક ઊંચા ઝાડ ઉપર ચઢી, તે આ દૃશ્ય જોવા લાગી.

સૈનિકો એકાએક રોકાયા અને અરણ્યના બીજાં ઝાડો નીચે પડાવ નાખવા લાગ્યા.

થોડી જ વારમાં તે ઝાડ નીચે દસ રાજાઓ અને સાથે ઋષિ વિશ્વામિત્ર આવી લાગ્યા.

ઓહ! આ તો ઋષિ પોતે. કેમ આવ્યા હશે? આ અસંખ્ય સૈનિકોને લઈને તૃત્સુ ગામનો નાશ કરવા આવ્યા હશે?

ત્યાં તો તે જ ઝાડ નીચે તેમણે પડાવ નાખ્યો.

"આજ રાત સુધી આ જ અરણ્યમાં રહીશું." વિશ્વામિત્ર બોલ્યાઃ

"ગુરુદેવ, જેવી આજ્ઞા."

"અન્ય યોજના?" પુરુના રાજા બોલ્યાઃ

"યોજના છે મારી પાસે." વિશ્વામિત્ર બોલ્યાઃ

"શી?"

"આજ રાતોરાત, દશદ્વતીના વહેણને બદલી નાખી, આખા તૃત્સુ ગામને જળસમાધિમાં........"

આ શબ્દો સાંભળી, લોપા થરથર કંપવા લાગી.

બધા લોકો પોતપોતાને કામે વળગ્યા.

"અહીંથી જવું કેમ?" તે વિચારવા લાગી.

મધ્યાહ્નનો સૂર્ય પશ્ચિમ તરફ ઢળવા લાગ્યો હતો. એક એક ક્ષણ લોપા માટે અસહ્ય થતી હતી.

પણ....પણ....કેમ જવાય નજર ચૂકવીને ?

સંધ્યાનો સમય થયો. બધા જ હોમ કરવા તૈયાર થવા લાગ્યા અને પાસેના ઝરણામાં નહાવા ગયા.

આ લાગ જોઈ, લોપા ત્યાંથી નાઠી.

સનિકોની નજર ચુકાવતી ચુકાવતી, ઝાડીઓમાં સંતાતી સંતાતી, તે દશદ્વતીને કાંઠે આવી લાગી.

*એક તરફ ગુરુ તરફ તેનું મન ખેંચાતું હતું, બીજી* તરફ તેનું ગામ તેને ખેંચતું હતું ! ગામ મોટું કે ગુરુ મોટા ?

એક પળ વિચાર કરી, તે પાણીમાં પડી અને નદી તરતી તરતી, તૃત્સુના રાજા સુદાસને બારણે આવી.

"કેમ ?" હાંફતી બાળાને જોઈ સુદાસ બોલ્યાઃ "દેવ ! દશદ્વતીને પેલે કિનારે–ત્યાં પેલા જંગલમાં ઋષિ વિશ્વામિત્રના ઝંડાં હેઠળ, અસંખ્ય સૈનિકો રાત પડવાની રાહ જોઈને બેઠા છે."

ઋષિ વિશ્વામિત્રનું નામ સાંભળતાં જ બધી વાત યાદ આવી.

વિશ્વામિત્રનું ચાલ્યા જવું, જઈને રાજાઓને આહ્વાન કરવું; તે તેણે સાંભળ્યું હતું. પણ તેણે ધાર્યું હતું કે

વિપાટ્‌–શતુદ્રીનાં પૂરને અંગે હજી તો તેમને આવતા ઘણી વાર લાગશે.

"અને દેવ!"

"હું બેટા" રાજા બોલ્યાઃ

અને પછી લોપાએ બધી જ યોજના ઉઘાડી પાડી દીધી.

સુદાસના સૈનિકો તૈયાર થઈ ગયા હતા, હુકમ મળતાં જ બધા સૈનિકો ઉત્તર તરફ પ્રયાણ કરવા લાગ્યા.

દસેક માઈલ દૂર જઈ હોડકાંઓ વતી તેઓએ નદી પાર કરી અને એકાએક વિશ્વામિત્રના અસંખ્ય સૈનિકો ઉપર ઓચિંતો હુમલો કર્યો.

સૈનિકો આ અચાનક હુમલાથી એવા તો ગભરાયા કે તેઓ આમતેમ નાસભાગ કરવા લાગ્યા અને અંધારામાં પોતાનાં જ સૈનિકો ઉપર પ્રહાર કરવા લાગ્યા.

કેટલાક તો દોડતા દોડતા પ્રાણ બચાવવાનો કોઈ ઉપાય ન જોતાં, દશદ્વતીમાં પડ્યા ને મૃત્યુ પામ્યા.

× × ×

અને આમ એક વીર બાળાની ચાતુરીથી, તેના ગામ માટેના પ્રેમથી તૃત્સુ ગામ જળસમાધિ લેતાં બચ્યું અને સુદાસને વિજય મળ્યો.

# કૌશલેશ



નાના હતા ત્યારે અમારા મહારાજ પન્નારામ, રાતને વખતે પોતાની ઓરડીમાં બેઠા બેઠા તુલસીકૃત રામાયણ વાંચતા. મોટા રાગડા તાણી, લેહકાથી તે રામાયણની ચોપાઈઓ ગાય અને અમે ઉપર ખાટલામાં સૂતા સૂતા તે સાંભળીએ.

कौशल्या सुत सुखदानी। नाम राम धनुसायक पानी ॥

અને એ સાંભળવામાં કેવી મઝા આવતી! કોઈ કોઈ વાર ખાટલામાંથી ઊઠી, અમે નીચે જતા અને પન્નારામ અમને જોઈને બમણા વેગથી ચોપાઈઓ ગાવા મંડતા.

અમે પૂછીએ, "કૌશલ્યા કોણ?"

અને તે કહેઃ "વાહ! કોશલ્યાજી કૌન? યાદ નહીં?" અમે કહીએ "ના."

"વાહ, ભૈયાજી વાહ! વો તો જાનના ચાહિયે. કૌશલ દેશ કી રાજકન્યા કૌશલ્યા. રામજી કી માતા. તુમેં હમ કહાની સુનાયેંગે."

અને એ અમને વારતા કહેતો.

એ જ કૌશલ દેશની આ વાત છે.

કૌશલ દેશના રાજાની કીર્તિ–ચારે કોર ફેલાયેલી હતી. સવારમાં ઊઠીને તે રાજાનું નામ લઈને જ લોકો પોતાને કામે વળગતા. જેવા શૂરવીર તેવા જ દાનવીર. કોઈ તેમની પાસેથી નિરાશ થઈને ન જાય. એક માગે તો સો આપે, એવું તેમનું મોટું મન.

અને કોઈ શરણમાં આવે તો તેને માટે પોતાનું જીવન પણ આપવા તૈયાર, એવા તો શરણાગત–પ્રતિપાલ, શરણે આવેલને પાળનારા.

પ્રભુપ્રત્યે ભક્તિ પણ એવી જ. અને ટેક અને પ્રતિજ્ઞા પણ એવી.

અને તેથી જ પોતાના દેશમાં જ નહીં, પણ આખા ભારતવર્ષમાં તેમની વીરતાના, તેમની ઉદારતાના વખાણ થાય.

× × × ×

આજે કાશી નગરીમાં હર્ષ છે–મહાન ઉત્સવ છે. આખા શહેરમાં ધજાપતાકા ફરફરે છે. લોકોનાં ટોળેટોળાં આનંદમાં મગ્ન છે. ચારે તરફ નાચ અને ગાન થાય છે. ગરીબોને દાન અપાય છે, બ્રાહ્મણોને દાન અપાય છે.

કાશીના રાજા, પોતાના ઝરુખામાંથી આ જુએ છે અને તેમને આશ્ચર્ય થાય છે. શા માટે આ ઉત્સવ? શું કારણ? ઉત્સવનું કંઈ નિમિત્ત તો છે નહીં! તો પછી આ ઉત્સવ શાનો!

"પ્રધાનજી?" રાજા પૂછે છે.

"પ્રભો!"

"આ શું છે?"

"ઉત્સવ પ્રભો."

"ઉત્સવ?"

"હા, પ્રભો."

"શાનો ઉત્સવ?"

"આજે કૌશલેશ–કૌશલનરેશનો જન્મદિન છે."

"તેથી ?"

"હા, દેવ."

"હં !" રાજા બોલ્યા.

ક્રોધ અને ઈર્ષ્યાથી તેમનું મોઢું પડી ગયું.

પોતાના જ રાજ્યમાં, એક પારકા રાજા માટે આટલું માન ! આટલો સ્નેહ !

અને દિવસ ને રાત તેઓ આ ઈર્ષ્યાની આગમાં બળવા લાગ્યા. કઈ રીતે કૌશલના રાજાનું અપમાન થાય તે જ વિચાર તેમને ઘોળાવા લાગ્યા.

અને એક રાતે અચાનક તેમણે કૌશલ દેશ ઉપર છાપો માર્યો.

અસંખ્ય સૈનિકોના આ અચાનક હુમલા સામે કૌશલના રાજા ટકી શક્યા નહિ.

સંધ્યા થતાં થતાં તો તેમના બધા જ સૈનિકો કપાઈ ગયા. રાત પડતાં યુદ્ધ અટક્યું.

અને હતભાગી રાજા જંગલમાં ચાલ્યા ગયા.

વિજયના ગર્વથી ફૂલેલા કાશીના રાજા કાશી આવ્યા. તેમણે ધાર્યું હતું કે આ વિજયથી કાશીની પ્રજા આનંદમાં આવી વિજયોત્સવ મનાવશે, પણ થયું એથી ઊલટું. પ્રજા શોકમાં ડૂબી ગઈ. કોઈએ ઘર શણગાર્યાં નહિ, કોઈએ તોરણો બાંધ્યાં નહિ, કોઈએ વિજયપતાકાઓ–ઝંડાઓ

ફરકાવ્યા નહિ, કોઈએ વિજયમાળા પહેરાવી નહિ.

અને આ જોઈ, કચડાયલા નાગની જેમ રાજા ફૂંફાડા મારવા લાગ્યા. તેમણે આદેશ કર્યો,

"જે કોઈ પણ કૌશલના રાજાનું માથું લાવશે, તેને મોં માગ્યું સોનું આપવામાં આવશે."

પ્રજા આ સમાચાર સાંભળી દુઃખી થઈ ગઈ, હાહાકાર કરવા લાગી.

શા માટે રાજાને આવી કુબુદ્ધિ સૂઝી હશે?

× × × ×

આતુરતાથી કાશીના રાજા રાહ જુએ છે. ક્યારે આવશે તે દિવસ, જ્યારે કોઈ પણ માનવી કૌશલ દેશના રાજાનું કાપેલું માથું આણીને તેને ભેટ ધરશે?

ક્યારે આવશે તે દિવસ, જ્યારે હૃદયમાં સળગેલી આ આગ બુઝાશે?

"આર્યપુત્ર!" રાણી આવી બોલ્યા.

"હં." એકાએક તે બોલ્યા.

"શા ઊંડા વિચારમાં પડ્યા છો? આ વિજય પછી તો તમે વધારે ને વધારે ચિંતામગ્ન રહો છો. કારણ?"

"હેં! કારણ? કારણ કંઈ નહીં."

"હા કારણ! કારણ હું જાણું છું. પણ આર્યપુત્ર ઈર્ષ્યાની આગ...."

હં હં કરીને રાજા હસે છે, ખોટું હસે છે.

× × × ×

જંગલમાં એક સાધારણ શો માણસ આમથી તેમ ભટકે છે. ઝાડના ફળ તોડી તે ખાવા બેઠો છે.

ત્યાં એક વટેમાર્ગુ તે બાજુથી પસાર થાય છે અને થાકેલો હોવાને અંગે ત્યાં જ બેસી જાય છે.

"થાકેલા છો તમે? લ્યો આ ફળ ખાઓ." વટેમાર્ગુને સંબોધી તેને ફળ આપી, તે માણસ બોલે છે.

"ભાઈ!" વટેમાર્ગુ બોલે છે.

"હં."

"કૌશલ તરફ જવાનો રસ્તો તમને યાદ છે?"

એકાએક તે માણસ ગંભીર બની જાય છે.

"હા ભાઈ! કેમ તમારે શું કામ છે?"

"હું એક મુસીબતમાં આવી પડેલો મુસાફર છું. મારા ઉપર સંકટ આવી પડ્યું છે. હું કૌશલનરેશ પાસે જવા-માગું છું."

"હા."

"તેમની કીર્તિ—તેમના યશની વાતો મેં સાંભળી છે. તે મને જોઈએ છે તે જરૂર આપશે."

"તેમની પાસેથી શું જોઈએ તમને?"

"ધન....મને ધનની જરૂર છે. તે વગર મારું કામ અટકી પડયું છે."

"બસ એ જ?"

"હા ભાઈ."

"ચાલો મારી સાથે."

"તમે ધન અપાવશો? તેમની પાસેથી?"

"હા ચાલો."

અને બન્ને ચાલવા લાગ્યા.

"આમ ક્યાં જઓ છો તમે?" મુસાફર બોલ્યોઃ

"તમે ચાલો મારી સાથે. તમને ધન અપાવું."

અને ચાલતા ચાલતા તેઓ કાશીરાજની રાજસભામાં આવી લાગ્યા.

એક દીનહીન માણસને જોઈ, રાજાએ તેની સામે આશ્ચર્યથી જોયું.

"કેમ? શું કામ છે તમારે?" કાશીના રાજાએ પૂછ્યુંઃ

"પ્રભો! કૌશલનરેશનું માથું લાવનારને તમે શું આપશો?"

"શું આપીશ? જે માગે તે. કહો તો સો મણ–સવા સો મણ, માગો તેટલું સોનું આપું."

તરત જ ભિખારીએ સભામાં બેઠેલા એક માણસની તલવાર ઝૂંટવી લીધી અને આગળ વધી બોલ્યો.

"લ્યો! આ રહ્યું માથું."

"તમે કોણ?"

"હું કૌશલનરેશ. લ્યો મારું માથું, અને આ મુસાફરને માગે તેટલું સોનું આપો."

રાજા આ વાત સાંભળી, પરોપકારની પરાકાષ્ઠાની આ વાત જાણી, આશ્ચર્યમાં ગરકાવ થઈ ગયા.

બીજી જ ક્ષણે તે ઊભા થયા અને કૌશલનરેશના પગમાં પડી બોલ્યાઃ

"ક્ષમા કરો, ક્ષમા કરો, કૌશલનરેશ! તમે આજે જીત્યા છો, હું હાર્યો છું. તમે આજે મારાં ચક્ષુ ખોલ્યાં છે."

અને બીજી ક્ષણે બન્ને રાજાઓ એકબીજાને ભેટી પડ્યા.

પોતાના આસન પાસે જ તેમને બેસાડી મુસાફરને જોઈતું દ્રવ્ય આપી, પોતાને હાથે જ રાજાના માથા ઉપર મુકુટ પહેરાવી, ફરી વાર માફી માગવા લાગ્યા.

આખી સભાની આંખોમાં આનંદનાં અશ્રુ હતાં.

× × ×

અને તે જ દેશમાં કૌશલ્યા માતાનો જન્મ થયો હતો. એ કૌશલ્યાની જ કૂંખે પુરુષોત્તમ–રામનો જન્મ થયો હતો.

# કવિ માતૃગુપ્ત



ક્ષિપ્રા નદીના તટ ઉપર વસેલી ઉજ્જૈની નગરીમાં તે વખતે હર્ષ વિક્રમાદિત્ય નામનો રાજા રાજ્ય કરતો હતો. ક્ષિપ્રા નદીના જળતરંગો ઉપરથી વહેતો પવન રાજાના બગીચાના વૃક્ષોને હલાવતો–ડોલાવતો રાજાના મહેલમાં આવતો. મહેલના બારીબારણાં હલાવતો હલાવતો રાજાના દેહને ઠંડક અર્પતો રહેતો.

રાજા હર્ષ વિદ્વાન હતો, ચતુર હતો, પરાક્રમી હતો અને પ્રજાપાલક હતો. તેના રાજ્યમાં બધા લોકો સુખી હતા. કવિજનોને તે હમેશાં સંતુષ્ટ રાખતો અને તેના વખતમાં અનેક કવિઓ રાજાના દરબારમાં રહેતા.

ક્ષિપ્રા નદીના તટ ઉપર એક મુસાફર ચાલતો હતો અને રાજમહેલ તરફ જતો હતો. દૂર દેશથી તે આવેલો હોય તેમ લાગતું હતું. તેના કપડાં મેલાં હતાં, તે થાકેલો દેખાતો હતો.

"ભાઈ!" એક માણસને મુસાફરે પૂછ્યું·

"હં ભાઈ!" ઉજ્જૈનનિવાસી બોલ્યો.

"રાજાનો દરબાર ક્યારે ભરાય છે?"

"બસ ભરાવાની તૈયારીમાં જ છે. કેમ તમારે કંઈ કામ છે?"

"હર્ષ રાજાના વખાણ મેં સાંભળ્યાં છે. દૂર દેશથી હું આવું છું. મારે રાજદરબારમાં જવું છે."

"રાજદરબારમાં જવું છે! કવિ છો તમે?"

"હા, હું એક સાધારણ કવિ છું."

"ઓ હો હો! ચાલો ત્યારે, હું પણ રાજદરબામાં જ જાઉં છું, આપનું શુભ નામ?"

"માતૃગુપ્ત."

"માતૃગુપ્ત!"

"જી."

"આપનું નામ તો મેં સાંભળ્યું છે. આપ તો એક મહાન કવિ છો!"

"ના, હું એક સાધારણ કવિ છું. સરસ્વતી દેવીનો પૂજારી છું."

"ભલે ભલે, તો પધારો. એક કરતાં બે ભલા."

"હું સ્નાન કરી લઉં? એક ક્ષણ થોભશો?"

"જરૂર જરૂર."

અને માતૃગુપ્તે ક્ષિપ્રા નદીમાં સ્નાન કર્યું, કપડાં બદલ્યાં. પાસેના એક મંદિરમાં પોટલી મૂકી અને બન્ને ચાલ્યા.

એક વિશાળ મંડપ નીચે રાજદરબાર ભરાયો છે. સિંહાસન ઉપર હર્ષરાજા બિરાજેલા છે. હાથમાં તલવાર લઈ અંગરક્ષિકાઓ ઊભી છે. બંદીજનો સ્તુતિ કરે છે. અનેક રાજવીઓ રાજા પાસે બિરાજેલા છે.

મહારાજાને પ્રણામ કરી, માતૃગુપ્તે ઉચિત આસન લીધું.

રાજાએ સ્મિતથી તેમને વધાવી પૂછ્યું:

"કેમ મહાનુભાવ!"

"દેવ! સેવક આપનું નામ સાંભળી આવ્યો છે."

"કરો નિવેદન."

અને તરત જ માતૃગુપ્ત કવિએ એક શ્લોક બનાવ્યો અને તેમાં રાજાની કીર્તિનું ગાન કરી, પોતાનું નામ પણ બતાવ્યું.

રાજા વિદ્વાન હતા. માણસપારખુ હતા. તેમને થયું, કવિ અવશ્ય વિદ્વાન છે.

"કવિ માતૃગુપ્ત! અમે તમારા નામથી અજાણ્યા નથી. તમને મળતાં હર્ષ થાય છે. બોલો શી કદર કરીએ તમારી?"

"સેવક સેવાભિલાષી છે. સેવા ગ્રહણ કરશો નૃપતિ! તે જ સેવકની કદર લેખાશે. બીજુ શું?"

રાજા એક ક્ષણ વિચારીને બોલ્યાઃ

"કબૂલ છે અમને. આજથી તમે અમારી સેવા કરી શકશો. તમારી સેવા અમને સ્વીકાર્ય છે."

× × × ×

માતૃગુપ્ત માત્ર કવિ જ ન હતા. તે એક શૂરવીર લડવૈયા પણ હતા. તે જ દિવસથી તેમણે રાજા હર્ષની સેવા કરવાનું કાર્ય શરૂ કર્યું.

જ્યાં રાજા જાય ત્યાં માતૃગુપ્ત જાય. મૃગયા કરવા જાય તોયે માતૃગુપ્ત રાજાની ચાકરીમાં હાજર હોય. રાતના જ્યારે રાજા મહાલયમાં નિદ્રાદેવીને અધીન થાય ત્યારે બહાર ઊભા રહી, હાથમાં ખડ્ગ લઈ, માતૃગુપ્ત ઊભા ઊભા પહેરો દે.

આ પ્રમાણે એક માસ વીતી ગયો, પણ રાજાએ તેની કંઈ કદર કરી નહીં. ન તો કંઈ પુરસ્કાર આપ્યો કે ન તેને માટે રહેવા કરવાની વ્યવસ્થા કરી.

મંદિરમાં તે રહે અને પાસે જે હતું તેનાથી પોતાનું ગુજરાન ચલાવે.

પણ તેના પાંડિત્યથી, તેની કવિતાથી રાજ્યના બધા વિદ્વાનો ઈર્ષ્યાથી બળવા લાગ્યા. જ્યારે તેમને જાણ થઈ કે રાજાએ તેમને કંઈ વેતન આપ્યું નથી, તેમને કંઈ પુરસ્કાર આપ્યો નથી, તેમના રહેવાકરવા કે ખાવાપીવાનો પણ કંઈ બંદોબસ્ત કર્યો નથી, ત્યારે તો તેઓ કટાક્ષમય વાતચીતથી તેનું મન દુભવવા પ્રયત્ન કરવા લાગ્યા. તે આવે કે તરત તેઓ ખોટેખોટું તેને માન આપે અને હસવા લાગે.

આ બધું માતૃગુપ્ત જોતો. તેને પણ આશ્ચર્ય થતું કે રાજાની પરોપકારવૃત્તિનાં વખાણ તો તેણે દૂર દૂરના દેશોમાં સાંભળ્યાં છે, છતાં તેના તરફ આ બેદરકારીનું કારણ શું?

લોકોની નિંદા, કવિજનોની કાટાક્ષમય વાણી તેને સાલતી.

બીજી ક્ષણે તે બધા જ વિચારો પોતાના મનમાંથી કાઢી નાખતો અને બોલતો:—

"कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन !"

તને કર્મ કરવાનો અધિકાર છે, ફળની ઇચ્છા રાખ મા.

"હે મન! બસ!! આટલી જ સહનશક્તિ છે? તું તારો ધર્મ બજાવે છે, ફળની ઇચ્છા રાખ નહીં."

અને બેવડા ઉત્સાહથી, વિદ્વાનોના વેણની દરકાર કર્યા વગર તે રાજાની સેવા કરવામાં તત્પર થઈ જતો.

આમને આમ એક વરસ વીતી ગયું, પણ રાજાએ કાંઈ કર્યું નહીં.

દિવસે દિવસે કવિ માતૃગુપ્ત દુબળો થવા લાગ્યો. કોઈ કોઈ વાર તો તેને સાંજના ભોજન પણ મળતું નહીં. મંદિર પાસે વહેતી ક્ષિપ્રા નદીમાં સ્નાન કરી, સંધ્યાથી પરવારી, મહાદેવની પૂજા કરી, તુલસીપત્ર મુખમાં મૂકી; રાતના પહેરા ઉપર તે હાજર થઈ જતો.

એક દિવસ રાજાએ જોયું: દિવસે દિવસે માતૃગુપ્ત દુબળો થતો જાય છે.

ધન્ય છે, આ વીર સેવકને! પૈસાની પરવા કર્યા વગર, શુભ નિષ્ઠાથી આવી સેવા કોણ કરે? ખરેખર તે હાર્યો છે અને માતૃગુપ્ત જીત્યો છે.

રાજાને મન થયું, એક છેલ્લો પાસો ફેંકી લઉં: જોઉં તો ખરો તેની સ્વામીભક્તિ.

× × ×

શિશિર ઋતુ હતી. ઠંડો પવન ક્ષિપ્રા ઉપરથી વહેતો હતો. એટલી સખત ઠંડી પડતી હતી કે કોઈ કોઈ દિવસ તો ક્ષિપ્રાનાં પાણી પણ કોઈ કોઈ સ્થળે જામી જતાં. ગરીબ લોકો તાપણાં કરી, સંધ્યા થતાં જ તેની આસપાસ

બેસી ઠંડી ઉડાડવા મથતાં.

અને આ અસહ્ય ઠંડીમાં, થરથર ધ્રૂજતો માતૃગુપ્ત રાજાની સેવામાં કંઈ પણ ઉણપ આવવા દેતો નહીં.

રાત્રિ સમસમ કરતી આગળ ધપતી હતી. રાજા પોતાના શયનગૃહમાં ગોદડાં ઓઢી સૂતા હતા.

સૂસવાટા કરતો પવન વાતો હતો. ભયંકર ઠંડી પડતી હતી.

એકાએક રાજાની નિદ્રા તૂટી. જોયું, દીવાની વાટ સંકોરવાની આવશ્યક્તા છે.

ભયંકર ઠંડી પડે છે. સૂસવાટા કરતો પવન રાજ-ભવનના છાપરામાં એક અનોખું સંગીત પેદા કરે છે.

"કોણ છે?" રાજાએ બૂમ પાડી.

અન્ય પહેરાવાળા ઊંઘી ગયા હતા. "કોણ છે!" ફરી વાર રાજાએ બૂમ પાડી.

"માતૃગુપ્ત સ્વામી! હાજર સ્વામિન્."

અને ઠંડીથી દાંત કચકચાવતો માતૃગુપ્ત અંદર આવ્યો.

તેની દીનહીન દશા જોઈ, રાજાને અત્યંત દુઃખ થયું.

"માતૃગુપ્ત!"

"જી."

"શું કરો છો? આવી ટાઢમાં ત્યાં શું કરતા હતા?"

"સેવક ઊભો ઊભો પહેરો દેતો હતો."

"આવી ભયંકર ઠંડી રાતે તમને ઊંઘ નથી આવતી માતૃગુપ્ત?"

તરત જ કવિએ નીચેનો શ્લોક બનાવ્યો ને બોલ્યો.–

"शीतेनो द्धूषितस्य माघ शिमिवाश्चिन्तार्णवे मज्जतः
शान्ताग्नि स्फुटिताधटस्य धमतः क्षुत्क्षाम कण्ठस्य मे।
निद्रा क्वाप्यमानितेव दयिता संत्यज्य दूरगता
सत्पात्रप्रति पादितेव वसुधा न क्षीयते शर्वरी॥

શિયાળામાં ટાઢથી અડદની શીંગ ચિમળાઈ જાય તેમ હું પણ ટાઢથી ચિમળાઈ ગયો છું. અપાર ચિંતારૂપી સમુદ્રમાં ડૂબેલો છું. ઠરી ગયેલ અગ્નિને સુકાઈ ગયેલા હોઠ વડે અને ક્ષુધાથી દુર્બળ બનેલા કંઠથી હું જાગ્રત કરવા પ્રયત્ન કરું છું—અને તેથી નિદ્રા અપમાનિત થયેલી સ્ત્રીની જેમ મારો ત્યાગ કરીને જતી રહી છે. પ્રભુ! અને સુપાત્રને આપેલી પૃથ્વીની જેમ રાત્રિ મારે મનથી તો ખૂટતી જ નથી."

હર્ષ આ સાંભળી, અત્યંત દુઃખિત થયો. અરેરે! કેટલું દુઃખ દીધું આ સેવકને! પણ આ સોનું છે! અગ્નિમાં તપ્ત થયેલ આ સોનું છે!!

"જાઓ કવિરાજ! નિદ્રાધીન થવા પ્રયત્ન કરજો, કાલે સવારે મને મળજો!"

"જેવી આજ્ઞા, પ્રભો!" અને માતૃગુપ્ત ચાલતો થયો.

× × ×

સવારના પહોરમાં જ રાજાએ માતૃગુપ્તને બોલાવી કહ્યું: "કવિશ્રેષ્ઠ! તમને એક કાર્ય સોંપવાનું છે."

"બોલો, પ્રભુ!"

"એ કાર્ય તમારા સિવાય કોઈ કરી શકે તેમ નથી."

"આપની આજ્ઞા શિરોમાન્ય છે."

"જાઓ, હમણાં ને હમણાં આ પત્ર લઈ, કાશ્મીર ઊપડી જાઓ અને આ પત્ર પ્રધાનમંડળને આપજો."

"ભલે, પ્રભુ!"

"હમણાં જ ઊપડી જાઓ."

"જેવી આજ્ઞા."

અને માતૃગુપ્ત રાજાની મહોરવાળો પત્ર લઈને કાશ્મીર ભણી ઊપડી ગયો.

× × ×

કાશ્મીરના અમાત્યોએ રાજા હર્ષ વિક્રમાદિત્યને લખ્યું હતું: "આપશ્રી કાશ્મીર માટે જલદીથી કોઈ રાજા મોકલો. પ્રજા રાજાને જોવા આતુર છે." હર્ષના સૈન્યે પ્રવરસેનને હરાવી, કાશ્મીર જીતી લીધું હતું. હવે તે માળવાને અધીન થયું હતું.

આતુરતાથી અમાત્યો રાજાના હુકમની રાહ જોવા લાગ્યા. ક્યારે આવશે રાજાજ્ઞા?

થાકેલો માતૃગુપ્ત કાશ્મીરની શોભા નીરખતો નીરખતો અમાત્યો પાસે આવ્યો અને બોલ્યો:

"આ પત્ર સ્વામીએ મોકલાવ્યો છે."

"પધારો, માતૃગુપ્ત! આપ રાજાજ્ઞા લાવો છો, જાણી અમને હર્ષ થાય છે."

અમાત્યો રાજાનો પત્ર લઈ, એક ગુપ્ત સ્થળમાં ગયા.

પત્ર વાંચી રાજ્યાભિષેકની બધી જ તૈયારીઓ કરવાનો આદેશ આપ્યો.

થોડી જ વારમાં કાશ્મીરનું રાજભવન માણસોથી ઊભરાવા લાગ્યું.

સુવર્ણપાત્રોમાં પવિત્ર નદીઓનાં જળ લઈ, મહેલની દાસીઓ આવવા લાગી.

રાજ્યસિંહાસનને મંડપમાં આણવામાં આવ્યું. લોકો હર્ષનાદ કરવા લાગ્યા અને નવા રાજાને જોવા માટે ઉત્સુકતા બતાવવા લાગ્યા.

માતૃગુપ્ત ત્યાંથી સ્નાનાદિ ક્રિયા કરવા ચાલતો થયો.

મુખ્ય અમાત્યે બ્રાહ્મણોને બોલાવ્યા. અભિષેકની બધી તૈયારી થઈ ગઈ. પછી તે બોલ્યો:

"રાજદૂત ક્યાં?"

રાજદૂતને ગોતવા લોકો આમથી તેમ દોડવા લાગ્યા.

એક મંદિરમાં તે વખતે માતૃગુપ્ત સંધ્યા કરતો હતો. સંધ્યા પૂરી થતાંજ એક દૂતે આવી કહ્યું:

"પ્રભુ! આપને મુખ્ય અમાત્ય બોલાવે છે."

"મને?"

"હા."

"કેમ! કંઈ આદેશ છે? પાછું ઉજ્જૈન જવાનું છે?"

"તે તો ખબર નથી. આપને તરત જ બોલાવે છે."

"ચાલો."

અને માતૃગુપ્ત ચાલતો થયો. ચાલતાં ચાલતાં વિચારવા લાગ્યો: "શું આજ ને આજ પાછું જવું પડશે?"

વિશાળ મંડપમાં રાજ્યાભિષેકની બધી જ તૈયારી જોઈ, માતૃગુપ્ત પણ આશ્ચર્યથી જોવા લાગ્યો.

"કોણ હશે એ નરવીર, જેને આજે કાશ્મીરનું રાજ્ય મળશે?" તે વિચારવા લાગ્યો.

"માતૃગુપ્ત કવિ!" મુખ્ય અમાત્ય બોલ્યા:

"જી."

"રાજાની આજ્ઞાનુસાર આજે એક મહાન કાર્ય કરવાનું છે તમારે."

"હમેશાં હું તૈયાર છું. બોલો, એવું તે મહાન કાર્ય શું છે?"

"મારી સાથે ચાલો."

માતૃગુપ્ત મુખ્ય અમાત્ય સાથે ચાલવા લાગ્યો.

સિંહાસન પાસે આવીને અમાત્ય થોભ્યો, પછી બોલ્યોઃ

"બિરાજો આ સિંહાસન ઉપર."

# રાજ્યશ્રી

હર્ષવર્ધન એક માધવી લતામંડપ નીચે બેઠા હતા. પાસેના કૃત્રિમ ઝરણમાંથી ખળખળ કરતું પાણી પડતું હતું. થોડે જ દૂર બગીચામાં ક્રીડા પર્વત ઉપર બેઠેલા મોર ટહુકા કરતા હતા.

પિતા તથા મોટાભાઈ રાજવર્ધન હૂણો સાથે લડવા ગયા હતા. હર્ષની ઘણી ઇચ્છા હોવા છતાં પિતાએ કહ્યું હતું:

"હર્ષ તારે થાણેશ્વરમાં જ રહેવાનું છે અને પ્રજાને કોઈ પણ પ્રકારે મારી ગેરહાજરીમાં દુઃખ ન થાય, તે જોવાનું છે."

અને પિતાની આજ્ઞા માની, હર્ષ થાણેશ્વરમાં જ રહ્યો હતો અને પ્રજાની કાળજીથી સેવા કરતો હતો. પિતાના બધાં જ સદ્ગુણો હર્ષમાં હતાં અને પ્રજા કહેતી:

"દેવ! તમે તો જાણે પિતાની મૂર્તિ હો એવા જ લાગો છો."

પણ હર્ષ તેથી ફુલાતો નહીં. પ્રજાના કલ્યાણ માટે જ રાજાએ જીવન જીવવાનું છે, એમ તે માનતો અને તેથી એકનિષ્ઠાથી પ્રજાના કલ્યાણમાં રચ્યોપચ્યો રહેતો.

બપોરનો વખત હતો. ભોજન પછી આરામ માટે તે પોતાના બગીચામાં આવ્યો હતો, પણ આજ તેને ક્યાંય ગમતું ન હતું.

કોણ જાણે કેમ, તેને તેની બહેન યાદ આવતી હતી.

સામેના ઝરણામાં અનેક લતાઓ અને વૃક્ષોનું પ્રતિબિંબ પડતું હતું—અને સામે જ જાણે કેમ ગત જીવનનું પ્રતિબિંબ તેના મન ઉપર ન પડતું હોય, તેમ તેને બહેન રાજ્યશ્રી—યાદ આવતી હતી.

નાના હતા ત્યારે આ જ બગીચામાં રાજ્યશ્રી સાથે તે રમતો. પિતા પ્રભાકરવર્ધનને ત્રણ સંતાન હતાં. સૌથી મોટો પુત્ર રાજ્યવર્ધન, પછી હર્ષવર્ધન અને રાજ્યશ્રી.

ત્રણેમાં ગજબનો સ્નેહ હતો. જ્યારે રામાયણની વાત સાંભળતા ત્યારે હર્ષ કહેતોઃ "ભાઈ! ભાઈ! રામનો પ્રેમ કેટલો મહાન હતો! આપણે પણ રામ અને લક્ષ્મણની જેમ પ્રેમ કરતા થઈએ તો?"

અને રાજ્યવર્ધન ભાઈને કહેતો.

"ભાઈ! અદ્ભુત હતો એ પ્રેમ! અને તેવો જ પ્રેમ આપણી વચ્ચે રહેશે."

અને તે વખતે રાજ્યશ્રી ત્યાં આવતી ને કહેતીઃ—

"લે તમે ભાઈઓ થયા એટલે રામ-લક્ષ્મણની જેમ પ્રેમ કરો અને અમે નહિ?"

રાજ્યશ્રીની આવી નિર્દોષ વાતો સાંભળી, બન્ને ભાઈઓ હસી પડતા અને પછી બહેનના ગળામાં હાથ નાખી કહેત

"ચાલ, ક્રીડાશૈલ (પર્વત) ઉપર જઈએ."

રાજ્યવર્ધન પિતા પાસે ચાલ્યો જતો અને હર્ષ રાજ્યશ્રી સાથે આ બગીચામાં રમ્યા કરતો.

માતા તો બાળકો નાના હતાં ત્યારે જ સંસાર છોડીને ચાલી ગઈ હતી, એટલે ભાઈ, બહેનમાં જાણે માતાની જ મૂર્તિ જોતો. ક્યાંય સુધી તેઓ બગીચામાં રમ્યા કરતા.

"આ જ ક્રીડાશૈલ ઉપર અમે રમતાં." હર્ષ બોલ્યો: "અને આ જ ઝરણામાં ક્યાંય સુધી સ્નાન કરતા."

અને એક દીર્ઘ નિશ્વાસ છોડી તે બોલ્યો: "અને આજે અહીં બહેન નથી, ભાઈ પણ નથી અને પિતા પણ નથી."

તેને બધું જ સૂનું સૂનું લાગવા લાગ્યું.

અને તે દિવસ આંખ સામે આવ્યો, જ્યારે ગૃહવર્મા સાથે બહેનનાં લગ્ન થયાં હતાં. જાન વિદાય થવાની તૈયારીમાં હતી.

અને જતી વખતે બહેને ભાઈના ગળામાં હાથ નાખી કહ્યું હતું:

"ભાઈ! હું બોલાવું ત્યારે આવીશ ને?"

"જરૂર જરૂર બહેન." હર્ષ બોલ્યો હતો.

તેને ક્યાંય ગમ્યું નહીં. તે બગીચામાં આંટા મારવા લાગ્યો.

આ જ વખતે એક દૂતીએ આવી પ્રણામ કરી કહ્યું: "દેવ! મહારાજાધિરાજ રાજ્યવર્ધન યુદ્ધમાંથી પાછા ફર્યા છે."

"હેં ! ક્યાં છે ?" હર્ષ આશ્ચર્યમાં ડૂબી ગયો. "મહારાજાધિરાજ ! ભાઈ માટે આ શબ્દ !"

હર્ષ દોડ્યો. ધૂળથી ખરડાયેલો ભાઈનો ઉદાસ ચહેરો જોઈ, તે ભાઈ પાસે ગયો અને ચરણસ્પર્શ કરી બોલ્યો:

"પિતા ક્યાં ?"

એક ક્ષણ રાજ્યવર્ધન બોલી શક્યો નહીં. તેની આંખોમાંથી પાણી પડવા લાગ્યું.

"ભાઈ! ભાઈ! કેમ બોલતા નથી ?"

અને એકાએક હર્ષને ગળે ડૂમો ભરાયો.

રાજ્યવર્ધને ભાઈને ગળે લગાવ્યો અને બન્ને ભાઈઓ હૃદયફાટ રુદન કરવા લાગ્યા. કોઈ કંઈ બોલી શક્યું નહીં.

એકબીજાનાં હૃદય જ આ અપાર શોકસાગરમાં એક-બીજાને જાણે સાંત્વન આપતા હતા !

પ્રભાકરવર્ધને હૂણોને પરાજિત કર્યા હતા, પણ એક તીર હૃદયમાં વાગતાં જ તેઓ રણશય્યામાં પડ્યા હતા....

× × × ×

"ભાઈ હર્ષ !" શોક હલકો પડતાં રાજ્યવર્ધને કહ્યું:

"ભાઈ."

"મારું કહેવું માનશે ?"

"મેં ક્યારે આપનું વેણ ઉથાપ્યું છે ?"

"પણ આ વેણ તું ઉથાપીશ, એવી મને બીક છે."

"શું ?"

"વચન આપ."

"ભાઈ! સાંભળ્યા વગર કેમ વચન આપું?"

"તો સાંભળ." ધીરગંભીર વાણીથી રાજ્યવર્ધન બોલ્યાઃ

"જી."

"મને આ હૃદયમાં પિતાના અવસાનથી એવો તો ઘા વાગ્યો છે, કે મારું મન સંસાર પરથી ઊઠી ગયું છે. હું આ સંસાર છોડી, હિમાલયમાં ચાલ્યો જવાનો છું....આ રાજ્યનો ભાર તારે શિરે છે."

પણ આ શબ્દો સાંભળી, હર્ષનો શોક એટલો વધી પડ્યો, કે તે બાળકની જેમ રડવા લાગ્યો.

"ભાઈ! ભાઈ!! પિતા ગયા હવે તમે ય ચાલ્યા જશો? માતું સુખ બાલ્યકાળમાં જોયું નહીં, પિતા યે ચાલ્યા ગયા અને તમે ય મને આ સંસારમાં એકલો છોડી ચાલ્યા જશો? નહીં–નહીં એ નહીં બને ભાઈ! એમ કહેશો તો હું સંસાર ત્યાગ કરીશ અથવા...."

"હર્ષ!" ભાઈ બોલ્યાઃ

"જી."

"નહીં નહીં. તારી એવી ઇચ્છા હશે તો હું તેમ નહીં કરું; પણ રાજ્ય તો...."

"પૂજ્ય ભાઈ! આપ એવું બોલશો નહીં. આપણા કુળની રીતિ પ્રમાણે રાજ્યનો ભાર આપને શિરે જ છે."

બન્ને ભાઈઓ આ પ્રમાણે વાત કરતા હતા ત્યાં તો

એક દૂતી આવી, બોલી

"કનોજથી એક દૂત પત્ર લઈને આવ્યો છે."

"બોલાવ અંદર."

દૂત અંદર આવ્યો.

પત્ર રાજ્યશ્રીનો હતો.

આતુરતાથી બન્ને ભાઇઓ પત્ર વાંચવા લાગ્યા.

પણ પત્ર વાંચતા જ બન્ને ભાઈઓનાં મુખ ફિક્કાં નિસ્તેજ થઈ ગયાં.

પત્ર સમાચાર લાવ્યો હતો. માળવાના રાજાએ, પોતાના મિત્ર ગૌડશંશાકની મદદથી ગૃહવર્મા ઉપર હલ્લો કરી, તેને હણ્યો હતો....રાજ્યશ્રી નિરાધાર બની હતી ...

બહેન! બહેનની આવી દુર્દશા!!

× × × ×

બીજે જ દિવસે રાજ્યવર્ધનનો અભિષેક કરવામાં આવ્યો અને એક મહાન સેના લઈને રાજ્યવર્ધન બહેનની મદદે ગયો. આ વખતે પણ હર્ષને રાજધાનીમાં જ રહેવું પડ્યું. ભાઈની આજ્ઞા કેમ ઉલ્લંઘન થઈ શકે?

અને રાજ્યવર્ધનનું સૈન્ય ઝડપથી આગેકૂચ કરવા લાગ્યું. થાકની પરવાર કર્યા વગર, બહેનની મદદે તે આગળ ને આગળ ધપવા લાગ્યો.

કિલ્લાના બચાવની બધી જ તૈયારી કરી.

ગૃહવર્મા યુદ્ધમાં હણાયો તેથી શું થયું ? તે તો હજી જીવતી હતી ને ! અને તેથી પોતાના યોદ્ધાઓની સહાયથી તે દુર્ગનું રક્ષણ કરવા લાગી.

તેટલામાં તો પૃથ્વીને કચડતી રાજ્યવર્ધનની ફોજ આવે છે, એ સમાચાર ગૌડશંશાકને કાને પડ્યા.

માળવાના રાજા સાથે મસલત કરી, રસ્તામાં જ રાજ્યવર્ધનને રોકવા ગૌડશંશાક પોતાનાં સૈન્યને લઈને આગળ વધ્યો.

આ બાજુ માળવાના રાજાએ બમણા વેગથી દુર્ગ ઉપર આક્રમણ કર્યું. રાજ્યશ્રીને ખબર પડી, કે ભાઈ આવે છે તેથી તે પણ બમણા વેગથી લડવા લાગી.

આ બાજુ એક મોટા મેદાનમાં ગૌડશંશાક અને રાજ્યવર્ધનનાં સૈન્યો ભેટ્યાં.

તુમૂલ યુદ્ધ જામ્યું. બન્ને પક્ષના સૈનિકો જાન ઉપર આવી, લડવા લાગ્યા.

રાજ્યવર્ધનની ઇચ્છા તો બહેનની મદદે જેમ બને તેમ જલદી જવાની હતી, પણ વચમાં જ આ વિઘ્ન આવ્યું.

યુદ્ધને મોખરે થઈ, તેણે આદેશ કર્યો:

"આજ સાંજ સુધીમાં જ આપણે દુશ્મનોને હરાવવા છે."

રાજ્યવર્ધનના સૈનિકો અપાર ઉત્સાહથી લડવા લાગ્યા.

ગૌડશંશાકનું સૈન્ય છિન્નવિચ્છિન્ન થઈ નાસવા લાગ્યું.

સંધ્યા થતાં થતાં તો ગૌડશંશાકે સંધિનો વાવટો સામે મોકલ્યો. લડાઈ બંધ થઈ, ગૌડશંશાક હાર્યો.

સંધિની શરત પ્રમાણે ગૌડશંશાકે હવે ગૌડપ્રદેશમાં ચાલ્યા જવાનું નક્કી કર્યું. કાલ સવારે જ તેણે યુદ્ધ છોડીને ચાલ્યા જવાનું છે; અને રાજ્યવર્ધન રાતના જ પોતાના સૈન્ય સહિત બહેનની મદદે ઊપડી જશે તેમ નક્કી થયું.

ગૌડશંશાક રાજ્યવર્ધનને અત્યંત પ્રેમથી ભેટ્યો અને તેને પોતાની શિબિરમાં આવી, ભોજન કરવા નિમંત્રણ આપ્યું.

ભોળો રાજ્યવર્ધન ગૌડના રાજાની શિબિરમાં જેવો ગયો કે ગુપ્ત સૈનિકો તૂટી પડ્યા અને તલવારના ઝાટકે ઝાટકે તેના કટકેકટકા કરી નાખ્યા.

અને આ ક્રૂર વિશ્વાસઘાતનું કાર્ય કરી, ગૌડ પોતાના સૈન્ય સહિત માળવાના રાજાને આ ખુશખબર આપવા નાઠો.

રાજ્યવર્ધનના સૈન્યમાં હાહાકાર પ્રવર્તી રહ્યો.

રાજ્યશ્રીએ જ્યારે આ સમાચાર સાંભળ્યા ત્યારે તે-ધડાક કરતી પૃથ્વી ઉપર મૂર્છા ખાઈને પડી ગઈ.

\+ \+ \+

હર્ષને જ્યારે આ સમાચાર મળ્યા ત્યારે તે ક્રોધથી ફફડી ઊઠ્યો. પિતાનું અવસાન, બહેનનું વૈધવ્ય અને પૂજ્ય ભાઈ તરફ આવો વિશ્વાસઘાત....શોક અને ક્રોધની

મિશ્ર લાગણીઓથી તે ગાંડા જેવો થઈ ગયો.

તરત જ તેણે બધા જ સૈન્યને સજ્જ થવાનો હુકમ આપ્યો.

હુકમ મળતાં જ અગણિત સૈન્ય બહેનની વહારે ઊપડ્યું. તે જ ક્ષણે એક અશ્વ ઉપર બેસી, હર્ષે દુષ્ટ ગૌડશંશાંક તથા માળવાના રાજાને દંડ કરવા પ્રયાણ કર્યું.

ક્યાંય ચેન પડતું નથી. એક એક ક્ષણ એક એક યુગની જેમ વીતે છે. તે ખાતો નથી, પીતો નથી, નથી વિશ્રામ લેતો અને તે અને તેનું વફાદાર સૈન્ય રેલની જેમ આગળ ધપ્યું જાય છે.

અને હર્ષ અપાર સૈન્ય લઈને ચઢી આવે છે, એ સમાચાર જ્યારે ગૌડશંશાકને કાને પડ્યા ત્યારે તેના તો મોતિયા જ મરી ગયા.

માળવાના રાજાએ તેને હિમ્મત આપી અને બન્ને સૈન્યનો ભેટો થયો.

હર્ષ રણક્ષેત્રમાં અપૂર્વ વીરતાથી ઝઝૂમવા અને ઘૂમવા લાગ્યો અને શત્રુઓનું નિકંદન કાઢવા લાગ્યો.

પણ તેની આંખ તો ચોંટેલી હતી શંશાક ઉપર, અને શંશાક પોતાના સૈનિકોથી વીંટળાઈને પાછળના ભાગમાં ઊભો હતો.

હર્ષે શત્રુસૈન્યની તથા તેમના પ્રહારોની દરકાર કર્યા વિના પોતાનો ઘોડો શત્રુસૈન્યમાં છોડી મૂક્યો.

આસપાસ જે આવતું તેનો સંહાર કરતો, હર્ષ શંશાંક પાસે આવી લાગ્યો.

"રે નીચ! વિશ્વાસઘાતી!" કહેતાં જ તેણે પોતાનો ઘોડો શશાંક ઉપર છોડ્યો.

બન્ને વચ્ચે તુમૂલ યુદ્ધ જામ્યું. એક પ્રહાર અને શશાંકનું મસ્તક પૃથ્વી ઉપર લોટવા મંડ્યું.

માળવાનો રાજા તો નાઠો અને તેની સાથે તેનું સૈન્ય પણ

અને હર્ષનો હુકમ મળતાં જ હર્ષના સૈન્યે શત્રુઓની પૂઠ પકડી, તેમનું નિકંદન કાઢવાનું કામ શરૂ કર્યું.

અરેરે! હર્ષ બબડ્યોઃ ભાઈના વિશ્વાસઘાતીને મારીને પણ મનને શાંતિ નથી વળતી; તલવારના એક ઝાટકે જ્યારે શંશાકનું માથું ધરતીમાં પડ્યું, ત્યારે હર્ષ થવાને બદલે મનમાં આટલો શોક કેમ થયો? યુદ્ધથી, વૈરની વસૂલાતથી, શું આત્માને તૃપ્તિ થતી હશે?

ના, ના, મને તો નથી જ થઈ.

પણ બહેન! બહેન!! ત્યાં દુર્ગમાં રાહ જોતી હશે.

અને પૂરવેગે હર્ષ દુર્ગ તરફ ધસ્યો, પણ કિલ્લાનાં બારણાં ખુલ્લાં કેમ છે? કિલ્લો બે–ચાર જગાએથી ધસી કેમ પડ્યો છે?

ગાંડાની જેમ તે અંદર પેઠો, પણ કિલ્લામાં કોઈ ન હતું.

રાજ્યમહેલ પાસે એક ચિતા બળતી હતી.

ભયંકર શાંતિ, નીરવતા ચારે કોર વ્યાપી હતી. ... અરેરે!! જેને માટે આ બધું કર્યું, જેને માટે આ લોહીની નદીઓ વહાવી, તેજ, તેજ બહેન .. શુ આ ચિતા... !!

અને હર્ષ વધારે વિચારી શક્યો નહીં. તેની આંખોમાંથી ચોધાર આંસુઓ પડવા લાગ્યાં.

એ ભગ્ન કિલ્લામાં....એ ભયંકર દીસતાં ખંડેરોમાં ગાંડાની જેમ હર્ષ ભમ્યો, પણ તેને શાંતિ વળી નહીં.

ફરી વાર તે ચિતા પાસે આવ્યો અને ચિતા પડખે ઊંધો પડી, બાળકની જેમ રડવા લાગ્યો.

સંસાર મિથ્યા છે! અસાર છે!! તેમાં કશુંજ નથી.

પિતા ગયા, ભાઈ ગયા, બહેન પણ ગઈ .....અને સંસારમાં તે સાવ એકલો અને અટૂલો થઈ ગયો.

"દેવ!" કોઈએ તેના ખભા ઉપર હાથ મૂક્યો.

"કોણ?"

"દેવ હું મુદ્‌ગલ!" સેનાપતિ બોલ્યો.

"મુદ્‌ગલ! જા ભાઈ જા!! થાણેશ્વર જા!!! મારું ચિત્ત ઠેકાણે નથી. હું હમણાં અહીં જ રહીશ."

"દેવ! આપ નિરાશ કેમ થાઓ છો? મને બાતમી મળી છે, કે બહેનબા પૂજ્ય સ્વર્ગીય મહારાજા રાજ્યવર્ધનના '

હર્ષ તેમના મુખના ભાવ જોવા લાગ્યો.

"શું છે શિષ્યો ?"

"કોઈ એક અબળા વનમાં રખડે છે! અત્યંત દીન તેની કાયા છે. અપાર શોક તેના મુખ ઉપર છે. તેની શી સહાય કરીએ, તે પૂછવા અમે આવ્યા છીએ."

"ક્યાં છે તે ?" હર્ષ તથા ગુરુદેવ બન્ને બોલી ઊઠ્યાઃ

"ત્યાં વનમાં."

"ચાલો, ચાલો." ગુરુ બોલ્યાઃ

ગુરુ અને હર્ષ આગળ આગળ ચાલવા લાગ્યા. શિષ્યો પાછળ પાછળ.

દૂરથી એક ચિતા ખડકેલી હોય તેવું કંઈક દેખાતું હતું !... લ્યો આ તો ચિતા જ છે. નજીક પહોંચતામાં તો ચિતા ભડભડ બળવા લાગી.

હર્ષ દોડવા લાગ્યો. ગુરુ પણ દોડવા લાગ્યા.

જવા તેઓ પાસે પહોંચ્યા, કે જોયું એક સ્ત્રી ખુલ્લા

મૃત્યુના સમાચાર સાંભળી, દુર્ગ છોડીને જંગલમાં ચાલ્યાં ગયાં છે."

"મૂર્ખ ન બનાવ મને, સુદ્દગલ!"

× × ×

અને એક અકથ્ય શોકની, અને સંસારની નિઃસારતાની લાગણી અનુભવતો હર્ષવર્ધન, જંગલોમાં ભમવા લાગ્યો.

સાધુસંતોનાં દર્શન કરતો, વનનાં ફળ–મૂળ ખાતો અને જંગલમાં રખડતો.

એક દિવસ તેનો શોક પરાકાષ્ઠાએ પહોંચ્યો....

રખડતા રખડતા તે એક સુંદર વનપ્રદેશમાં પહોંચ્યો. ત્યાં બૌદ્ધભિક્ષુઓ રહેતા હતા.

સુંદર પર્ણકુટીઓ હતી, આસપાસની જમીન સ્વચ્છ હતી. મોટાં અશોકનાં વૃક્ષોની છાયા તળે વિદ્યાર્થીઓ બેઠા હતા.

અને એક અશોકવૃક્ષના થડ આસપાસ બનાવેલા ગોળ ચબૂતરા ઉપર ગુરુ બેઠા હતા.

શાસ્ત્રની વાતો ચાલતી હતી. આ સુંદર જગા જોઈ, હર્ષનું મન ઠર્યું. તેને થયું, બસઃ અહીં જ સર્વદા માટે રહું તો કેવી મઝા!

ત્યાં તો થોડાક વિદ્યાર્થીઓ જેઓ જંગલમાં ફળ તોડવા ગયા હતા તે આવી લાગ્યા અને બોલ્યાઃ

"ગુરુદેવ!"

હર્ષ તેમના મુખના ભાવ જોવા લાગ્યો.

"શું છે શિષ્યો ?"

"કોઈ એક અબળા વનમાં રખડે છે! અત્યંત દીન તેની કાયા છે. અપાર શોક તેના મુખ ઉપર છે. તેની શી સહાય કરીએ, તે પૂછવા અમે આવ્યા છીએ."

"ક્યાં છે તે?" હર્ષ તથા ગુરુદેવ બન્ને બોલી ઊઠ્યા:

"ત્યાં વનમાં."

"ચાલો, ચાલો." ગુરુ બોલ્યાઃ

ગુરુ અને હર્ષ આગળ આગળ ચાલવા લાગ્યા. શિષ્યો પાછળ પાછળ.

દૂરથી એક ચિતા ખડકેલી હોય તેવું કંઈક દેખાતું હતું ! ...લ્યો આ તો ચિતા જ છે. નજીક પહોંચતામાં તો ચિતા ભડભડ બળવા લાગી.

હર્ષ દોડવા લાગ્યો. ગુરુ પણ દોડવા લાગ્યા.

જેવા તેઓ પાસે પહોંચ્યા, કે જોયું એક સ્ત્રી ખુલ્લા વાળ, વલ્કલ ધારણ કરેલ, ચિતામાં પડવાની તૈયારીમાં છે ...હવે, હવે....

"રાજ્યશ્રી! બહેન!!" હર્ષ બૂમ પાડીને દોડ્યો.

"ભાઈ!" રાજ્યશ્રી હર્ષને જોઈ બોલી.

અને બીજી જ ક્ષણે બન્ને ભાઈબહેનો ભેટ્યાં.

બન્નેની આંખમાંથી આંસુ સરતાં હતાં.

આ દૃશ્ય જોઈ, બધાની આંખમાં પાણી આવ્યાં.

# ચંદ્રની પ્રતિજ્ઞા

પિતાને ખાતર, પિતાના દુઃખને જોઈ, પિતાની મનોકામના-ઇચ્છા-પૂરી કરવા માટે જીવન પર્યન્ત બ્રહ્મચર્ય પાળનારા ભીષ્મની વાત આપણે સૌ જાણીએ છીએ. ભીષ્મપ્રતિજ્ઞાથી આપણે અજાણ્યા નથી.

તેવી જ રીતે, પિતાને ખાતર પ્રતિજ્ઞા લેનાર સિસોદિયાકુળના રાજકુમાર ચંદ્રની વાત જાણો છો?

ચિતોડની ગાદી ઉપર તે વખતે રાણા લાક્ષ રાજ્ય કરતા હતા. તેમના સૌથી મોટા પુત્રનું નામ ચંદ્ર હતું.

ચંદ્રમા જેવો જ સોહામણો ચહેરો, મુખમાંથી વેણ પણ અમૃત જેવાં નીકળે, આખી પ્રજાનો લાડીલો તે રાજકુમારઃ ઘોડા ઉપર બેસી જ્યારે રાજમાર્ગે નીકળે, ત્યારે બધા જ લોકો સ્નેહથી તેને જોયા કરે. ચિતોડનાં નર અને નારી, બાળક અને ઘરડાં સૌ તેના ઉપર પોતાનું વહાલ રેડે એવો તેનો સ્વભાવ.

એક દિવસ તે શિકાર કરવા વનમાં ગયો.

કેમ સિસોદિયાકુળની લાજ રહે, કેમ ચિતોડનું નામ આખા દેશમાં પંકાય, તે જ વિચારો તેના મનમાં રમતા હતા.

શિકાર કરી તે પાછો ફરતો હતો. વૃદ્ધ પિતાનો ચહેરો તેની આંખો સામે તરવરતો હતો. પિતાએ કહ્યું હતુંઃ

"બેટા કુળની લાજ તારે હાથ છે. હું તો હવે વૃદ્ધ થયો. થોડા જ વખતમાં હું વાનપ્રસ્થાશ્રમ ગ્રહણ કરીશ. સિસોદિયાકુળને કલંક ન લાગે તેવું તારું વર્તન હોવું જોઈએ."

આ ને આ વિચારોમાં તે ચાલ્યો જાય છે. તેનો થનગનાટ કરતો ઘોડો પણ જાણે તેના વિચારો સમજતો હોય તેમ મંદ ગતિએ ચાલ્યો જાય છે.

× × ×

આ જ વખતે રાજા લાક્ષ પોતાના સામંતો અને અમાત્યો સાથે સભામાં બિરાજેલા હતા. અનેક પ્રકારની ચર્ચા સભામાં ચાલતી હતી.

તે જ વખતે મારવાડના રાજા રણમલ્લનો મોકલેલો દૂત સભામાં શ્રીફળ સાથે હાજર થયો અને રાજાને નમી, બંદગી કરી બોલ્યો:

"મહારાજ! અમારા રાજાએ આ શ્રીફળ મોકલ્યું છે." રાજા એક ક્ષણ દૂત સામે જોઈ રહ્યા.

"અમારા મહારાજા પોતાની પુત્રી આપના પુત્રને આપવા માગે છે અને તેથી આ શ્રીફળ મોકલાવ્યું છે."

એકાએક રાજાને શો વિચાર આવ્યો? પોતાના દેહ તરફ આંગળી ચીંધી તે બોલી ઊઠ્યા:

"હા ભા હા! એ તો અમે સમજ્યા. ક્યાં અમારા જેવા ઘરડાને માટે તમે શ્રીફળ લાવ્યા છો!"

સભા આ વચનો સાંભળી, સ્તબ્ધ થઈ ગઈ.

એક ક્ષણ સભામાં શાંતિ પ્રસરી ગઈ. બીજી ક્ષણે રાજા બોલ્યા·

"થોભો, ભા, થોભો! કુમાર ચંદ્ર મૃગયા માટે બહાર ગયા છે. તેમને આવવા દો."

રાજકુમાર ચંદ્ર ચિતોડના ગઢ પાસે આવતા હતા ત્યાં તો સામેથી તેનો મિત્ર જયમલ્લ મળ્યો.

"વધાઈ! વધાઈ!!" તે બોલી ઊઠ્યો:

"શું છે?" ચંદ્રે પૂછ્યું.

સ્મિત કરતાં મિત્ર બોલ્યો:

"મારવાડના રાજાએ શ્રીફળ મોકલ્યું છે."

"હા!"

"હું ત્યાં જ હતો સભામાં." તે બોલ્યો: "દૂતે આવી નિવેદન કર્યું, કે રાણાજી બોલ્યા, હા ભા હા એ તો સમજ્યા. અમારા જેવા ઘરડા માટે તમે થોડાં જ માગાં લાવ્યા હશો? પણ રાજકુમાર આવે ત્યાં લગી થોભો."

આ વાત સાંભળતાં જ એકાએક રાજકુમાર ચંદ્ર ગંભીર થઈ ગયા.

શા માટે?

એના મનમાં અનેક વિચારો આવવા લાગ્યા. તેને ગણગોરની સવારી યાદ આવી. મારવાડ તો ગયો હતો પિતાના કામે. પિતાએ જ ખાસ સંદેશો લઈને તેને ત્યાં મોકલ્યો હતો.

તે દિવસે ગણગોરની સવારી નીકળવાની હતી. માર-વાડના રાજાએ એક જુદા હાથી ઉપર તેને બેસાડી, પોતાની સાથે આખા શહેરમાં-સવારીમાં ફેરવ્યો હતો.

રાજમહેલના વિશાળ ચોકમાં જ્યારે સવારી થોભી ત્યારે ઉપરના ઝરુખામાંથી પેલુ કોણ તેની સામે જોતું હતું?

સુંદર બાળા એ કોણ હતી? હરિણીનાં જેવાં તેનાં સુંદર નેત્રો હતાં. મુખ ચંદ્ર જેવું મનોહર હતું.

તેને જોતાં જ ચંદ્રના મનમાં પ્રેમ જાગ્યો હતો.

વિચારો આગળ વધ્યા. અને પેલા બાગમાં....પેલી તળાવડીના કિનારે.. સ્નાન કરતી તે બાળા! રૂપરૂપનો અંબાર!! સ્વર્ગમાંથી કોઈ અપ્સરા જાણે ન ઊતરી આવી હોય!!!

તેમનાં ચાર નેત્રો થયાં–શરમથી કિશોરીએ નેત્રો ઢાંકી દીધાં હતાં....

અને આજ તેના જ માટે શ્રીફળ લઈને દૂત આવ્યો છે, પણ....

પિતાજીએ જેને માટે મનોકામના કરી છે, તે જ કિશોરીને મારાથી કેમ ગ્રહણ કરાય? તે વિચારે ચડ્યો.

ત્યાં તો તે અંદર આવી લાગ્યો. મિત્ર સાથે જ તે સભામાં આવી, પિતાને વંદન કરી ઊભો રહ્યો.

"બેટા!"

"પિતાજી."

"મારવાડથી તારા માટે માગું આવ્યું છે. બોલ શી ઇચ્છા છે તારી?"

એક ક્ષણ રાજકુમાર ચંદ્ર શાંત ઊભો રહ્યો.

આખી રાજસભા તેનાં વેણ સાંભળવા ઉત્સુકતાથી વાટ જોવા લાગી.

"બોલ, બેટા! કેમ મૂંગો ઊભો છો?" પિતાએ ફરી વાર પૂછ્યું:

"પૂજ્ય પિતાજી!" ધીરગંભીર સ્વરે યુવરાજ બોલ્યોઃ "એ સંબંધ મને માન્ય નથી."

આખી સભા આશ્ચર્યચકિત બની, યુવરાજ તરફ જોવા લાગી.

"કેમ?"

"જે કિશોરી માટે આપે મનોકામના કરી છે, તે મારે માટે માતા સમાન છે."

"હેં! હેં!!" આખી સભા બોલી ઊઠી.

"બેટા!"

"જી."

"એમ ન થાય."

"પિતાજી એ અશક્ય છે. તે મારી માતા છે." પિતાએ સમજાવવામાં બાકી કંઈ રાખ્યું નહીં; પણ રાજકુમાર ચંદ્ર પોતાના દઢ વિચારમાંથી વિચલિત થયો નહીં.

છેવટે રાજા બોલ્યાઃ

"તો તારે પ્રતિજ્ઞા કરવી પડશે."

"જી, હું તૈયાર છું. શી પ્રતિજ્ઞા કરવાની છે?"

"તારી ભાવિ માતાથી જે સંતાન થશે, તે ચિતોડની ગાદી ઉપર બેસશે."

તે જ વખતે હાથમાં પાણી લઈ, યુવરાજે પ્રતિજ્ઞા કરી.

"સભાસદો! હું પ્રતિજ્ઞા કરું છું, કે ચિતોડની ગાદી તરફ હું નજર પણ નાખીશ નહીં. મારી ભાવિ માતાનાં સંતાનને હું ચિતોડની ગાદી ઉપર બેસાડીશ" અને પાણી મૂકી, પિતાને નમન કરી તે ત્યાંથી ચાલતો થયો:

"ધન્ય છે, ધન્ય છે વીર ચંદ્રને!" બધા જ સભાસદો એકસાથે બોલી ઊઠ્યા:

× × ×

અને શુભ મુહૂર્તે વૃદ્ધ રાજા લાક્ષે મારવાડની રાજકુમારીનું પાણિગ્રહણ કર્યું.

ચિતોડ નગરીમાં હાહાકાર થઈ રહ્યો. દેવ જેવા યુવરાજ ચંદ્રની પ્રતિજ્ઞા સાંભળી, લોકોનાં હૈયાં રડી ઊઠ્યાં. આવા સુકુમાર યુવક માટે આવી ભીષ્મપ્રતિજ્ઞા!

યુવરાજ ચંદ્ર એક સુંદર ઝૂંપડીમાં નિવાસ કરે છે. અત્યંત સાદાઈથી તે પોતાનું જીવન ગુજારે છે. રાજમહેલના બગીચામાં, એક સુંદર ચમેલીના મંડપ પાસે તેણે એક પર્ણકુટી બનાવી છે અને તેમાં જ તે રહે છે. રોજ સવારે ઊઠી, તળાવડીમાં સ્નાન કરી, તળાવડીનાં સુંદર

લાલકમળો તોડી; તે મહાદેવજીના મંદિરમાં જાય છે. ફૂલ પ્રભુને ચરણે ધરે છે અને બોલે છેઃ

"પ્રભો! તમે મને મારી પ્રતિજ્ઞામાં દઢ રહેવા બળ આપજો. કોઈ પણ પ્રલોભનને હું વશ ન થાઉં તેવું કરજો."

અને પછી પલાંઠી વાળી—પદ્માસન વાળી, તે શંકર ભગવાનની આરાધના—પૂજા કરે છે, કલાકો સુધી.

બધા જ લોકો તેની સાદાઈથી ચકિત થાય છે. કોઈ કોઈ તો રડે પણ છે.

રાતનો વખત હતો. આકાશમાં પૂર્ણ ચંદ્ર ઊગ્યો હતો. તેની ચાંદની ચારે કોર રેલાયેલી હતી. લતામંડપમાંથી મીઠી સુગંધ ચારે કોર ફેલાતી હતી. પવન લતાઓ સાથે ગેલ કરતો હતો.

આ વખતે ચંદ્ર પોતાની પર્ણકુટી બહાર આવી, એક મૃગચર્મ ઉપર બેઠો બેઠો વિચારે ચઢ્યો હતો.

એ જ વખતે એક દાસી આવી અને બોલી:

"બાસાહેબ આપને બોલાવે છે."

"મને?" આશ્ચર્યથી ચંદ્ર દાસી તરફ જોઈ રહ્યો.

"હં, આપને."

"આવે સમયે?"

"હા."

"ક્યાં?"

"અંદર રાણીવાસમાં."

એક ક્ષણ ચંદ્ર વિચારી રહ્યોઃ શા માટે આવે વખતે રાણીબા યાદ કરતાં હશે !

માતાની આજ્ઞાનું ઉલ્લંઘન–અનાદર કેમ થાય ?

તે ઊઠ્યો.

દાસી સાથે રાણીવાસમાં ગયો.

એક ખુલ્લી અગાસીમાં યુવતી–માતા બેઠી હતી.

"જા તું." દાસીને હુકમ કર્યો, અને યુવરાજ ચંદ્ર ત્યાં એકલો ઊભો રહ્યો.

"શી મનોહર ચાંદની છે !" માતા બોલીઃ

નેત્ર ઢાળી ચંદ્ર ઊભો રહ્યો.

"બેસો યુવરાજ !"

"માતા ! એ સંબોધન મને...."

"સમજું છું, જાણું છું તમારી પ્રતિજ્ઞા, ચંદ્ર !" માતા બોલીઃ

પણ ચંદ્ર ઊભો જ રહ્યો.

"બેસશો પણ નહિ ?" ફરીને બોલી :

"જેવી આજ્ઞા." કહી ચંદ્ર બેઠો.

મોટી અગાસી હતી. ચાંદની ત્યાં રેલાયેલી હતી.

ચંદ્રના મનમાં મૂંઝવણ થવા લાગી.

"રાજકુમાર !"

"જી."

"આ વેશ કેવા ?"

ચંદ્ર મૂગો રહ્યો.

"શા માટે તમે આ તપશ્ચર્યા આદરી છે?" માતા બોલી અને પછી હસવા લાગી.

ચંદ્ર મૂગો જ રહ્યો.

"તમને આ રાજમહેલમાં રહેવું નથી ગમતું, કે ત્યાં પર્ણકુટી બાંધીને રહ્યા છો?"

તોય ચંદ્રે કંઈ ઉત્તર આપ્યો નહિ.

"એ નહિ ચાલે. લોકો કહેશે કે નવી માતા ચંદ્રને દુઃખ દે છે અને એ દુ:ખથી ત્રાસી, રાજકુમાર ચંદ્ર મોજ-શોખ છોડી, સાધુનું જીવન ગાળે છે. મને એ પસંદ નથી."

તોપણ રાજકુમાર ચૂપ.

"કેમ બોલતા નથી?"

"શું બોલું માતા?"

"તમે પિતાનો હુકમ પાળ્યો. માતાનો હુકમ નથી પાળવો?"

"આપનાં વેણ મેં ઉથાપ્યાં નથી. બોલો, શી આજ્ઞા છે?"

"અહીં આવો, મારી પાસે બેસો."

"માતા!"

"મારી આજ્ઞા છે."

ચંદ્ર ભિમાસણમાં પડ્યો, ઊભો થયો, માતા પાસે આવી ઊભો રહ્યો.

"જુઓ, આમ જુઓ." માતાએ કહ્યું:

ચંદ્રનાં નેત્રો તો માતાના પગ તરફ જ ચોંટી રહ્યાં હતાં.

"યાદ નથી આવતો તે દિવસ! પેલા રાજબાગમાં તળાવડીના કિનારે......."

ચંદ્ર એકાએક પાછો ફર્યો.

"ક્યાં જાઓ છો!"

"જઈશ, માતા! મોડું થાય છે."

"જરા ય દયા નથી તમને? જરા ય–જરા ય....અને શા માટે તમે એવી પ્રતિજ્ઞા કરી...."

પણ એ શબ્દો સાંભળવા ચંદ્ર ઊભો રહ્યો નહિ. તે ત્યાંથી દૃઢ મક્કમ પગલાં ભરતો ભરતો ચાલતો થયો.

આ અનાદર યુવતી–માતા સહી શકી નહિ. અપમાનથી તેનું મોઢું લાલચોળ બની ગયું. હજાર હજાર વીંછીઓએ જાણે ડંખ ન માર્યા હોય, તેવી વેદના તેને થવા લાગી.

ક્યાંય સુધી પલંગ ઉપર પડી પડી, તે પછાડા મારતી રહી.

× × ×

ચિતોડનાં નરનારીઓ આજે આનંદમાં છે. મારવાડની રાજકુમારીને આજે એક પુત્રરત્ન જન્મ્યું છે. રાજમહેલમાં ઉલ્લાસ છે. તોપો ફૂટે છે, ઢોલ–નગારાં–ત્રાંસાં વાગે છે અને આખું શહેર, તોરણ અને ધજાઓથી સુશોભિત બનાવવામાં આવ્યું છે.

રાજકુમાર ચંદ્ર પણ આજે અજબ આનંદમાં છે. ઈશ્વરે જાણે તેની જ અરજ સાંભળી છે.

× × ×

બાર વરસ પછીની આ વાત છે. રાજા લાક્ષ વધારે વૃદ્ધ થયા છે. સંસાર પરથી તેમનું મન ઊઠી ગયું છે. ચંદ્ર તરફ દર્શાવેલો અન્યાય તેમના મનને સાલે છે. સંસાર ત્યજી, વનવગડામાં નીકળી જવાનું તેમને મન થાય છે.

ત્યાં તો એક સુઅવસર આવ્યો. એક દૂત હાથમાં ચિઠ્ઠી મૂકે છેઃ

"ગયાના પવિત્ર ક્ષેત્રનું રક્ષણ કરવા સૈનિકો લઈને આવજો."

રાજા લાક્ષ ચંદ્રને તેડાવી કહે છેઃ

"પુત્ર!"

"જી."

"ગયાક્ષેત્રના રક્ષણ માટે બધા રજપૂતોએ કમ્મર કસી છે. હું પણ ત્યાં જાઉં છું. મારો દેહ ત્યાં પડે તો હું આ વૃદ્ધાવસ્થામાં સદ્‌ગતિ પામું!"

"પિતાજી!" ચંદ્ર બોલ્યોઃ

"હું જઈશ ત્યાં. પિતાશ્રી! હું બેઠો છું ત્યાં સુધી આપને શા માટે રણક્ષેત્રમાં જવું પડે?"

"ના, બેટા! એ નહિ ચાલે. ત્યાં તો મારે જ જવાનું છે. આ રાજ્ય......."

"પિતાજી! તો મારી એક પ્રાર્થના છે."

"શી ?"

"ભાઈ મુકુલજીને અભિષેક કરીને જ આપ પધારો."

"એવી ઉતાવળ...."

"ના, પિતાજી! એ કરીને જ આપ પધારો."

શુભ મુહૂર્તે મુકુલજીને રાજ્યાભિષેક કરી, તેને સિંહાસન ઉપર બેસાડી, રાજકુમાર ચંદ્રને તેના વતી રાજ્યકારભાર ચલાવવાનું કહી, રાજા લાક્ષ, પોતાના ચુનંદા સૈનિકો સાથે ચિતોડ છોડીને ચાલ્યા ગયા.

ચંદ્ર પોતાના ભાઈ વતી રાજ્યકારભાર ચલાવવા લાગ્યો.

પણ....

રાજમાતાના કાનમાં વિષ રેડાવા લાગ્યું.

"ભાઈનું ખૂન કરી, ચંદ્ર રાજગાદી પચાવી પાડશે."

માતાના હૃદયમાં તે રાત્રિએ કરેલું અપમાન હજી ય હૃદયના એક ખૂણામાં પડ્યું પડ્યું–સાલતું હતું.

એક દિવસ ચંદ્રના કાને વાત આવીઃ માતા પણ મને સંદેહની દૃષ્ટિએ જુએ છે. રાજા ચંદ્ર મનમાં ને મનમાં દુઃખી થવા લાગ્યો.

રાતનો વખત હતો. માતાએ આજે તેને ફરી વાર બોલાવ્યો છે.

અનેક આશંકાઓથી ચંદ્રનું મન ઘેરાવા લાગ્યું.

"રાજકુમાર! બહુ ગમે છે સિંહાસન?" કટાક્ષમાં

માતા બોલી.

ચંદ્ર મૂગો ઊભો રહ્યો.

"આ હું નભાવી લઈશ નહીં, મારો હુકમ છે."

"જી."

"કાલે મારા પિતા આવે છે. તે જ રાજ્યકારભાર...."

"માતા! પિતાજીના આદેશ મુજબ હું વર્ત્યો હતો, આજે તે નથી. આપનો હુકમ હું શિર ઉપર ચઢાવું છું." અને ચંદ્રે સાંથી ચાલવા માંડયું. "કેમ જવું જ છે?" હસતાં હસતાં માતા બોલીઃ

પરંતુ ચંદ્ર ત્યાંથી ચાલતો થયો.

કેવા કેવા વિચારો ઊઠતા હતા તેના મનમાં! કેવું મહાન યુદ્ધ જામ્યું છે તેના મનમાં?

× × ×

કાજળ જેવી કાળી ઘનઘોર રાત્રિ હતી. આકાશમાં વાદળો ગડગડાટ કરતાં હતાં. પવન જોરથી ફુંકાતો હતો. વાદળોના ગડગડાટ સાથે કોઈ કોઈ વાર વીજળી ચમકી ઊઠતી હતી.

આ જ ચિતોડ, જ્યાં એક વખત સિસોદિયાકુળના રણવીરોએ અલાઉદ્દીન સામે ટક્કર ઝીલી હતી! ઇતિહાસનાં ચિત્રો ચંદ્રની આંખો સામે નાચી ઊઠતાં હતાં.

તે પર્ણકુટી બહાર આવ્યો.

પહેરેલાં કપડાં સિવાય તેની પાસે કંઈ જ હતું નહીં.

તે ચાલવા લાગ્યો.

આ જ વિશાળ રાજમહેલ, જ્યાં પદ્મિની તથા અસંખ્ય રાજપૂત રમણીઓએ પોતાના સતીત્વના રક્ષણ માટે 'જોહર-વ્રત' ધારણ કરી, પોતાના દેહોનું અગ્નિમાં બલિદાન આપ્યું હતું.

ભયંકર રાત્રિ આગળ ધપતી હતી. મેઘગર્જના થતી હતી. પવન ઘૂમરીઓ ખાતો હતો.

તે આગળ ને આગળ ચાલ્યો. પ્રતિજ્ઞા! પ્રતિજ્ઞા!!

બસ, હવે અહીં રહી શકાય નહીં. છેવટ સુધી પિતાની આજ્ઞા પાળી અને હવે અહીંથી ક્યાંક દૂર દૂર ચાલ્યા જવામાં જ પ્રતિજ્ઞાની પૂર્તિ થશે.

"કોણ?" પહેરેગીરે દરવાજા પાસે આવતાં જ પૂછ્યું:

"રાજકુમાર ચંદ્ર."

"શી આજ્ઞા, પ્રભુ?"

"દરવાજાની બારી ખોલ."

"આ રીતે પ્રભો!"

"હા."

કચવાતે મને પહેરેગીરે બારી ખોલી.

દરવાજા બહાર આવી, ચિતોડગઢને પ્રણામ કરી, પોતાની પ્રતિજ્ઞાને ખાતર, રાજકુમાર ચંદ્ર એ નિર્જન પંથ ઉપર તે ભયંકર ઘનઘોર રાત્રિએ ચાલતો થયો.

# 'મારો ભાઈ'



મહારાણા પ્રતાપ પોતાના પ્રિય અશ્વ ચેતક ઉપર બેસીને અરવલ્લીની પહાડીઓ ઉપર ઘૂમતા હતા. તેમના મનમાં અનેક વિચારો ઘોળાતા હતા. મેવાડના ઉદ્ધાર માટે તેમણે ભીષ્મપ્રતિજ્ઞા કરી હતી. સુખચેનને એક બાજુ મૂકી, તેઓ ડુંગરે ડુંગરે ભમતા હતા અને સૈનિકોને ભેગા કરતા હતા.

ઉદયસિંહની કાયરતાને અંગે જ ચિતોડ પડયું હતું. અને અકબરે તેનો વિધ્વંસ કર્યો હતો,

તેની આંખો સામે શક્તસિંહ—પોતાના ભાઈની મૂર્તિ ખડી થઈ.

"ભાઈ! ભાઈ!! તું પણ મારો ન થયો? તું પણ વિદ્રોહીઓમાં ભળી ગયો! અને અકબર સાથે તું—તું મારો ભાઈ મળી જઈ મારો સંહાર કરવા, મારી રહીસહી ભૂમિને ગુલામ બનાવવા શત્રુદળ સાથે આવે છે?" તે બોલતા હતા.

ચારે કોર અરવલ્લીના ડુંગરાઓ હતા. આ બાજુ ખીણ દેખાતી હતી. બપોરનો વખત હતો. પૃથ્વી આખી તવાની જેમ તપતી હતી. આસપાસના ડુંગરાઓનું અવલોકન કરી, તે પોતાના મુકામે પાછા ફરતા હતા.

"મારવાડના રાજા તથા અંબરના રાજાઓ પણ અકબર સાથે મળી ગયા છે. આજે દેશ માટે કોઈ ને પડી નથી. બધા જ મોગલોમાં ભળી જઈ, મને પરાસ્ત કરવા માગે છે.

....પણ જ્યાં સુધી બાપ્પા રાવળનું લોહી આ નસોમાં વહે છે ત્યાં સુધી હુ દેશને ખાતર મારું—મારા પુત્રોનું બલિદાન આપીશ." પ્રતાપ આત્મગત બોલતા હતા.

અને એકાએક પ્રતાપને માનસિંહ યાદ આવ્યા. ઉત્તર તરફના વિજયથી મસ્ત બની, તેમણે કહેણ મોકલ્યું હતું: "હું આવું છું, તમને મળવા આવું છું."

તેમનો આદરસત્કાર સંપૂર્ણ રીતે કરવામાં આવ્યો હતો; પણ ભોજન–સમયે હું હાજર રહી શક્યો ન હતો અને તેથી તેમને અપમાન લાગ્યું હતું.

ભોજનની થાળી ઉપરથી ઊઠી જઈ તે બોલ્યા હતાઃ "યાદ રાખજો, પ્રતાપ! તમારા ગર્વને ચૂર્ણ કરવા હું આવીશ. તૈયાર રહેજો."

અને પ્રતાપે જવાબ આપ્યો હતોઃ

"અતિથિનો સત્કાર કરવા હું સર્વદા તત્પર રહીશ."

અને માનસિંહ ચાલ્યા ગયા હતા.

રાણા એક મહાન વૃક્ષ પાસે આવી લાગ્યા હતા. ત્યાં દેખાઈ તેમની પર્ણકુટી.

અમરસિંહ બાપુનું સ્વાગત કરવા દોડ્યા.

ઘોડો અમરસિંહને આપી, હાથપગ ધોઈ, પ્રતાપ સ્વસ્થ થયા.

પતરાવળી ઉપર જાડા જુવારના રોટલા અને ચટણી લઈને તે ખાવા બેઠા.

અનેક ચિંતાઓથી તેમનું મન ઘેરાયલું હતું.

એક વખત જે રાજા રાજમહેલમાં રહેતા હતા, સુખ-શય્યાનો ઉપભોગ કરતા હતા, આજે તે ગિરિકંદરાઓમાં વાસ કરે છે–ટેકને ખાતર....આઝાદીને ખાતર.. સ્વતંત્રતા-ને ખાતર!

"પિતાજી!" અમરસિંહે કહ્યુંઃ

"બેટા!"

"ચિંતાતુર કેમ છો? આપની પડખે જ્યાં સુધી અમે છીએ તથા આપણા બહાદુર ચંદાવતો છે અને જંગલી ભીલો છે ત્યાં સુધી આપને ચિંતા કરવાનું શું કારણ છે?"

"બેટા! આજે મને ભાઈ શક્તસિંહની યાદ આવે છે. જો તે શત્રુપક્ષમાં ભળી ગયો ન હોત, તો મેવાડની પુણ્ય ભૂમિને આટલુ સહન કરવું ન પડત. આજે મેવાડ ને ચિતોડ નિર્જન જેવાં બન્યાં છે—અસહાય બન્યાં છે."

"પિતાજી! ઈશ્વર ન્યાયી છે. દરેકને બદલો મળશે. આપણે આપણું કર્તવ્યપાલન કરવું જોઈએ."

"પુત્ર! તારી આ કર્તવ્યનિષ્ઠા સદૈવ એવી જ રહો." રાણા પ્રતાપ બોલ્યા.

આ જ સમયે એક દૂત આવીને બોલ્યો.

"મહારાજ!"

"શું છે, ભાઈ? બોલ."

"યુવરાજ સલીમ અને માનસિંહ અગણિત મુગલ-દળ સાથે આપની સામે લડવા આવે છે."

આટલા શબ્દો સાંભળીને તો રાણા પ્રતાપ ભોજન ઉપરથી ઊઠી ગયા.

"હાં, હાં, અન્નદાતા!"

"બસ હવે એક ક્ષણ પણ ગુમાવવાની જરૂર નથી. ગ્રાલાપતિ માનસિંહજીને મળવા હું જાઉં છું."

અને પ્રતાપસિંહ ફરી વાર ઘોડા ઉપર ચઢીને જંગલોમાં અદૃશ્ય થઈ ગયા.

× × ×

ગ્રીસમાં થરમાપીલીનું યુદ્ધ અમર થઈ ગયું છે. તે યુદ્ધ થરમાપીલીના ઘાટમાં થયું હતું. તેની તુલના હલદીઘાટના યુદ્ધ સાથે કરવામાં આવે છે. મુઠ્ઠીભર ગ્રીક–સૈનિકોએ એ ઘાટમાં અસંખ્ય દુશ્મનોને હરાવ્યા હતા.

અરવલ્લીની પહાડિયોમાં તે જ સ્થાન હલદીઘાટનું છે. સાંકડો માર્ગ, આસપાસ પર્વતો અને ગાઢ જંગલો.

હલદીઘાટમાં જ દુશ્મનો સાથે લડવાનું મહારાણા પ્રતાપે નક્કી કર્યું.

જોતજોતાંમાં તો બાવીસ હજાર રજપૂતો તલવાર, તીર અને ભાલાં લઈ, સ્વદેશના રક્ષણ માટે હલદીઘાટમાં આવીને એકઠા થયા.

પહાડ ઉપર, ડુંગરાઓમાં, જંગલોમાં, ઝાડ ઉપર, બધે જ સ્થળે સૂચના મુજબ સૈનિકો દુશ્મનની વાટ જોતા ઊભા. ઉપરના ભાગમાં અનેક ભીલો પોતાનાં તીરકામઠાં લઈને બેઠા. ઉપરના ભાગમાં અસંખ્ય પથ્થર ભેગ કરવામાં આવ્યા. જેવું શત્રુદળ ઉપર ચઢવા લાગે, કે આ

અસંખ્ય પથ્થર ગબડી જવાના હતા.

સંવત ૧૬૩૨ના શ્રાવણમાસની શુકલ-ષષ્ઠીને દિવસે બન્ને સૈન્યોનો મુકાબલો આ ઘાટમાં થયો. જેવા મુગલ-સૈન્યો ઉપર ચઢવા લાગ્યાં, કે ચારે બાજુથી તીર, બંદૂકો અને પથ્થરનો વરસાદ શરૂ થયો.

ચારે બાજુના આ એકાએક પ્રહારથી મુગલસૈન્ય ખળભળી ઊઠ્યું.

સલીમને ભેદવા રાણા પ્રતાપ વ્યાકુળ થઈ ઊઠ્યા. મોખરે રહી, પોતાના ચુનંદા વીરો સાથે તેઓ શત્રુઓ ઉપર તૂટી પડ્યા.

રજપૂતોમાં અજબ ઉત્સાહ હતો. પોતાની તલવારના એક એક ઝાટકે તેઓ દુશ્મનોના સૈનિકોને પૃથ્વી ઉપર સુવાડતા હતા અને આગળ વધતા હતા.

"વાહ, મારા શૂરા સૈનિકો!" રાણા પ્રતાપે ગર્જના કરી અને એક સાથે જબરો ધસારો કર્યો.

આ ધસારાથી શત્રુસૈન્યમાં ભંગાણ પડ્યું—તેમનો મોખરો તૂટ્યો અને શત્રુનું સૈન્ય પાછળ હઠવા લાગ્યું.

હવે તો વધારે ઉત્સાહમાં આવી, રાણા પ્રતાપના સૈનિકોએ શત્રુઓની પૂંઠ પકડી. હાહાકાર કરી શત્રુઓ નાસવા લાગ્યા.

અનેક શૂરા સૈનિકો રણમાં પડવા લાગ્યા અને

રાણા પ્રતાપની તીક્ષ્ણ તલવારના ઝાટકે ઝાટકે શત્રુસેના વિખરાવા લાગી.

રાણા પ્રતાપે ચેતકને એડી લગાવી. હવે તે માનસિંહને ગોતવા લાગ્યા. અતિથિસત્કાર કરવામાં તે ઢીલ કેમ દાખવે ?

શત્રુના સૈન્યને વીંધતા વીંધતા પ્રતાપ ખૂબ આગળ નીકળી ગયા. ત્યાં તો હાથી ઉપર બિરાજેલા યુવરાજ સલીમ દેખાયા. રાણા પ્રતાપે પોતાના ચેતકને તીરની જેમ છોડ્યો અને હાથી પાસે આવી લાગ્યા.

યુવરાજ સલીમ ગભરાયો. હવે ? એક એડી અને ચેતકે પોતાના બન્ને પગો હાથીની સૂંઢ ઉપર ટેકવી દીધા; ને ચેતકના આ પ્રહારને હાથી સહન કરી શક્યો નહિ.

રાણા પ્રતાપે પોતાનો ભાલો ઉગામી, એક સખત પ્રહાર કર્યો.

પણ હોદ્દો પતરાંથી જડેલો હતો. પતરાંના કવચને ભેદી આરપાર જઈ, ભાલો મહાવતના શરીરમાં ભોંકાયો. મહાવત જમીન ઉપર પડી ગયો. યુવરાજ સલીમને લાગ્યું: બસ–હવે મોત !

પણ પ્રતાપ પોતાનો ભાલો ઉગામે તે પહેલાં તો હાથી ગાંડાની જેમ રણભૂમિમાંથી સલીમને લઈને નાઠો.

પ્રતાપે ચેતકને દોડતા હાથી પાછળ લીધો.

પણ... પણ....શત્રુસૈન્યથી રાણા પ્રતાપ ઘેરાઈ ગયા. અનેક મુગલસરદારો સલીમને બચાવવા રાણા પ્રતાપ ઉપર હુમલો કરવા લાગ્યા.

પ્રતાપે જોયું....ઉતાવળમાં તેઓ શત્રુસૈન્ય વચ્ચે આવી લાગ્યા છે અને આસપાસ તેમના પક્ષનું કોઈ પણ નથી.

પણ તે હિંમત હારે એવા ન હતા. બમણા વેગથી તેઓ લડવા લાગ્યા. ભયંકર લડાઈ થવા લાગી. એકલા પ્રતાપ પોતાની તલવારથી મુગલસરદારોનાં માથાં ચીભડાંની જેમ ઉડાવતા, શત્રુપક્ષના પ્રહારોને ઝીલતા, આખા રણ-મેદાનમાં ઘૂમતા હતા.

તેમને સાત ઘા વાગ્યા. આખું શરીર લોહીથી ખરડાઈ ગયું, પણ તે હિંમત હાર્યા નહિ.

પણ એક માણસ આટલા બધા લોકો સાથે કેટલું લડે? એમનાં ગાત્રો શિથિલ થવા લાગ્યાં, છતાં તેમણે પાછી પાની કરી નહીં.

ત્યાં તો 'મહારાણા પ્રતાપ કી જય'નો બુલંદ અવાજ કાને પડ્યો.

શું જોયું? ઝાલાપતિ મન્નાજી–માનસિંહજી પોતાનાં ચુનંદા સૈનિકોને લઈ, મહારાણા પ્રતાપની વહારે આવ્યા હતા.

પોતાના અશ્વને એડી મારીને માનસિંહજી પ્રતાપ પાસે આવી લાગ્યા.

બીજી જ ક્ષણે રાણા પ્રતાપના માથા ઉપરથી રાજ-ચિહ્ન લઈ, તેમણે પોતાના માથા ઉપર મૂક્યાં અને રણ-મેદાનમાં ઝઝૂમવા લાગ્યા.

મુગલસૈનિકો સમજ્યા, કે આ જ મહારાણા છે; એટલે તેઓ મન્નાજી ઉપર તૂટી પડ્યા. પોતાના સરદાર નૃપતિને બચાવવા માટે, પોતાના પ્રાણની દરકાર કર્યા વિના મન્નાજી હવે બમણા વેગથી લડવા લાગ્યા. હવે મુગલસેનાનું લક્ષ–મન્નાજીને પરાસ્ત કરવાનું રહ્યું. રાણા પ્રતાપ તોય ત્યાંથી હઠ્યા નહીં.

સંધ્યા થતાં થતાં તો વીર મન્નાજી તથા તેમના ચુનંદા સૈનિકો રણમેદાનમાં પડ્યા.

"ધન્ય મન્નાજી!" રાણા પ્રતાપના મોઢામાંથી શબ્દો નીકળી પડ્યા.

તે સાંજે વીસ હજાર સૈનિકોમાંથી માત્ર આઠ હજાર સૈનિકો બચ્યા. બાકીના રણમેદાનમાં સદૈવની ગાઢ નિદ્રામાં સૂતા.

× × ×

સંધ્યા થતાં લડાઈ બંધ થઈ, આખા શરીરમાંથી લોહી નીકળતું હતું. દૂર સૂર્યનો લાલ ગોળો પણ આ ભયંકર યુદ્ધ જોઈ, સંસારની મૂર્ખતાથી ઉદાસ થતો પહાડ પાછળ અદૃશ્ય થઈ ગયો.

રાણા પ્રતાપ ચેતક ઉપર સવાર થઈ રણમેદાનમાંથી એકલા જ એક નિર્જન વાટે પાછા ફરવા લાગ્યા.

રાજા માનસિંહ-જેમનું સ્વાગત કરવા તે રણમેદાનમાં ઘૂમ્યા હતા, જેમનું સ્વાગત કરવા તે શત્રુઓની હરોળ ભેદી અંદર દાખલ થઈ ગયા હતા, જેમનો સત્કાર કરવા શરીર પર આટલા ઘા સહ્યા હતા, જેમના સત્કાર માટે તેમણે પોતાની જાન જોખમમાં મૂકી હતી, તે તો દેખાયા જ નહીં!

અને ભાઈ શક્તસિંહ! હા, તે પણ દેખાયો નહીં.

પણ એવું ન હતું. દૂરથી શક્તસિંહે પોતાના ભાઈનું યુદ્ધ જોયું હતું. આ જ તેના ભાઈ, કેવા ઉત્સાહથી, કેવી વીરતાથી લડતા હતા?

એક દિવસ તેવો પણ હતો, જ્યારે બન્ને સાથે રહેતા, ખાતા-પીતા અને સાથે જ મૃગયા કરવા જતા.... અને આજ? તે એકલા મેવાડને માટે આટલું બધું કરે છે; અને હું? હું શત્રુપક્ષમાં ભળી ગયો છું....

અને જ્યારે મહારાણા પ્રતાપ ઉપર ભય ઝઝૂમ્યો હતો ત્યારે શક્તસિંહનો ચહેરો નિસ્તેજ થઈ ગયો હતો. ધોળી પૂણી જેવો ફિક્કોફક થઈ ગયો હતો. મનમાં ને મનમાં તેણે પ્રાર્થના કરી હતી:

"હે એકલિંગજી! બચાવજો તમે મારા ભાઈને!"

અને જ્યારે રાણા પ્રતાપનું આખું શરીર લોહીથી ખરડાઈ ગયું હતું, ત્યારે તેને કેટલી વેદના થતી હતી– જાણે એ ઘાવ પોતાને જ વાગ્યા હોય!

આ ગુલામીની જંજીરો તોડી, એક વખત તો ભાઈની પડખે ઊભા રહેવાનું મન શક્તસિંહને થયું.

પણ.... સલીમ પાસે જ હતો. કેમ આવું સાહસ તે કરી શકે?

અને તેની આંખમાંથી એક અશ્રુબિંદુ ટપકી પડ્યું.

રાણા પ્રતાપ યુદ્ધનો વિચાર કરતા કરતા એ નિર્જન રસ્તે ચાલ્યા જતા હતા.

વીર મન્નાજીનો પોતાના માટે કરેલો પ્રાણત્યાગ તેમની આંખો સામે તરવરતો હતો.

અને વીર ચેતક! તેણે તો રંગ રાખ્યો હતો. ચેતકને પણ અનેક સ્થળે ઘાવ લાગ્યા હતા.

પણ પોતાના સ્વામીના રક્ષણને માટે ચેતક આ ઘાવોની દરકાર કરી ન હતી. તે મંદ ગતિએ ચાલતો હતો.

પણ રાણા પ્રતાપ ભયમાંથી મુક્ત ન હતા. તેમની પૂંઠે શત્રુસૈન્યમાંથી બે સૈનિકો પડ્યા હતા. એક હતો મુલતાની ને બીજો હતો ખુરાસાની. નિર્જન માર્ગને વટાવતા તેઓ ઝરણા પાસે આવી લાગ્યા. આ જ સમયે ઘોડાના ડાબલાનો અવાજ સંભળાયો. ને પ્રતાપે જોયું: બે સૈનિકો સમશેર

ઉછાળતા તેની પાછળ આવે છે.

એમણે એક એડી મારી અને ચેતક છલાંગ મારીને એ ઝરણું ઓળગી ગયો.

મુગલસૈનિકોનાં ઘોડાં છલાંગ મારી નીકળી શક્યાં નહીં અને પ્રતાપ ઠીક ઠીક આગળ નીકળી ગયા.

પણ ચેતકની ગતિ હવે મંદ થવા લાગી હતી.

તેના ઘાવોમાંથી અનહદ લોહી વહેતું હતું.

"બાપુ! બાપુ ચેતક!!" પ્રતાપ બોલ્યા.

ચેતકે હણહણાટ કર્યો અને છેલ્લો પ્રયાસ કરી, તે આગળ વધ્યો.

પણ હવે તેનામાં જોર રહ્યું ન હતું. તેની ગતિ મંદ થવા લાગી હતી.

અને ત્યાં તો "ખબરદાર" કહેતાક બન્ને મુગલસૈનિકો પાસે આવી લાગ્યા હતા.

હવે ?

ત્યાં તો બંદૂકનાં બે ધડાકા સંભળાયા. અને કાને શબ્દો પડ્યા "હો નીલ ઘોડાના અસવાર!"

પ્રતાપે જોયું. તેનો જ ભાઈ શક્તસિંહ હાથમાં બંદૂક લઈને તેના તરફ દોડતો આવતો હતો.

આ શું ?

મારો જ ભાઈ મને મારવા આવે છે ?

પ્રતાપે ચેતકને ફેરવ્યો. ક્રોધથી તેમની ભુજાઓ ફરકવા લાગી.

"આવ, આવ, લડી લઈએ આજે બન્ને ભાઈઓ."
અને રાણાએ પોતાની તલવાર મ્યાનમાંથી કાઢી.

એકાએક શક્તસિંહે બંદૂક ફેંકી દીધી. તેનું મોઢું પડી ગયું.

ગળગળા સ્વરે તે બોલ્યોઃ

"ભાઈ! મારા ભાઈ!!"

રાણા પ્રતાપ ચેતક ઉપરથી કૂદ્યા.

શક્તસિંહ દોડ્યો અને ભાઈના ચરણોમાં માથું નમાવી રડવા લાગ્યો.

પ્રતાપે ભાઈને ઉપાડ્યો અને બન્ને ભાઈઓ એક-બીજાને ભેટી પડ્યા.

અને એ જ પુણ્ય ક્ષણે, જાણે આ સ્વર્ગીય ઘડી જોવા માટે જ રાહ જોતો હોય તેમ, ચેતક પૃથ્વી ઉપર ઢળી પડયો!

તેની આંખોમાં અપૂર્વ આનંદ હતો.

અને બન્ને ભાઈઓ એકબીજાને આલિંગન કરતા આ વીર ચેતકને ક્યાંય સુધી જોતા રહ્યા.

# રાજસિંહ



સવારનો વખત હતો. ઠંડો પવન તળાવના કમળોને નચાવતો, કમળવનની પરાગને હરતો, રૂપનગરના રાજમહેલ પાછળ આવેલા બગીચાનાં વૃક્ષો હલાવતો વહેતો હતો.

રૂપનગરની રાજકુમારી પ્રભાવતી આ વખતે રાજમહેલ પાછળના તળાવમાં સ્નાન કરતી હતી. તેના વાળ છૂટા હતા અને તેનો વેશ જોગણી જેવો લાગતો હતો. મીરાં જેવી ભોળી અને મહાદેવની ભક્તિમાં તલ્લીન બનેલી–તેની જ સર્વદા આરાધના કરતી–એ રાજકુમારી તળાવમાં સ્નાન કરતી હતી. 'હરહર મહાદેવ'નો જપ તેના મુખમાં હતો.

સુંદર તેનો ચહેરો હતો, પાતળી તેની દેહલતા હતી,

અને સ્વભાવ તેનો એટલો પ્રેમાળ હતો, કે બધાં જ તેને ચાહતાં હતાં.

મીરાંની જેમ જ ભક્તિમાં રહેતી, તે રાજકુમારીને સંસાર તરફ વૈરાગ્ય ઉપજ્યો હતો. માતાએ તથા પિતાએ તેની ઉંમર જોઈ, કોઈ પણ સારા રાજકુમાર સાથે તેનો વિવાહ કરવાનું મન કર્યું, પણ તેણે તો કહ્યું: "નહિ મા! એ નહિ બને."

સ્નાન કર્યા પછી, કમળોને ચૂંટી, તે બગીચામાં આવેલા મહાદેવજીના મંદિરમાં આવી.

મંદિરમાં મહાદેવજીનું મોટું લિંગ હતું. અગરબત્તીની સુગંધથી, ધૂપની ફોરમથી, મંદિર મહેકતું હતું. ઘીના દીવા અખંડ તેમાં બળતા હતા. તેમની જ્યોતિ અંદરના અંધકારને હરતી હતી અને શંકર ભગવાનના લિંગને પ્રકાશિત કરતી હતી.

બહારના ભાગમાં એક સખી મૃદંગ પાસે બેઠી હતી. બીજી વીણાના તાર મેળવતી હતી. બીજી બે-ચાર સખીઓ માળા ગૂંથતી હતી.

આરાધ્ય દેવની પૂજા કરી, હાથમાં આરતીનો થાળ લઈ, રાજકુમારી બહાર આવી; પ્રભુની આરતી ઉતારતી નૃત્ય કરવા લાગી.

મૃદંગ ઉપર થાપ પડી, વીણાના તાર ઝણઝણી

ઊઠ્યા, અને પ્રભાવતી રાજકુમારી પ્રભુભક્તિમાં લીન બની નૃત્ય કરવા લાગી.

પગનાં ઝાંઝરના ઝણકાર સાથે રાજકુમારીની દેહલતા પ્રભુને રીઝવવામાં આમથી તેમ ડોલતી હતી. મૃદંગ ઉપરનો ઠેકો તેને વધારે ને વધારે તાલમાં લાવતો હતો. મૃદંગ સાથે વાગતી વીણા તેને વધારે ચેતનવંતી બનાવતી હતી, અને રાજકુમારી રૂમઝૂમ નાચતી હતી.

લતાની જેમ તેની દેહલતા પણ જાણે વળતી હતી! અને શરીરનું ભાન ભૂલી રાજકુમારી નાચતી હતી.

અને એ નૃત્ય, વીણાનો ઝંકાર અને મૃદંગનો ઠેકો એક અજબ વાતાવરણ પેદા કરતાં હતાં.

એકાએક રાજકુમારીના હાથમાંથી થાળી નીચે પડી ગઈ અને રાજકુમારી પૃથ્વી ઉપર ઢળી પડી.

"હાં! હાં!" કરતી સખીઓ તેના તરફ દોડી.

"શું થયું ? શું થયું ? બા!" સખીઓ પૂછવા લાગી, પણ રાજકુમારી કંઈ બોલી નહિ.

મહાદેવ પાસે જઈ ગદ્‌ગદ્ કંઠે તે બોલી:

"પ્રભો! લાજ રાખજો, આ સેવિકાની! આવો પ્રમાદ કોઈ દિવસ થયો નથી."

"બાઈજી!" રાજમહેલથી એક સખી આવીને બોલી:

"બહેન!" પ્રભાવતી બોલી:

"આપને રાજાસાહેબ યાદ કરે છે."

"આવું છું."

પ્રભુને પ્રણામ કરીને રાજકુમારી રાજમહેલ તરફ ચાલી.

અંદરના ભાગમાં રાણીવાસમાં તે પહોંચી. મા તથા રાજા ત્યાં જ બિરાજેલા હતા.

"આવ, બેટા!" મા બોલી:

"કેમ યાદ કરી મને, મા?" પ્રભાવતી બોલી:

"બેટા! એક મહાન સંકટ આપણા ઉપર આવી પડ્યું છે."

એક ક્ષણ પ્રભાવતી મૌન રહી.

પછી તે બોલી: "એવું શું સંકટ આવી પડ્યું છે, પિતાજી!"

"ઔરંગઝેબનો દૂત આવ્યો છે." પિતા બોલ્યા:

એક અર્થસૂચક દૃષ્ટિ રાજકુમારીએ નાખી. પછી બોલી: "હા."

"ઔરંગઝેબ, આખા હિંદુસ્તાનનો બાદશાહ, તારા હાથની માગણી કરે છે."

ક્રોધ અને ઘૃણાથી રાજકુમારીનું મુખ લાલચોળ થઈ ગયું, પણ તે કંઈ બોલી નહીં.

"દૂત મારા જવાબની રાહ જોઇને રાજસભામાં બેઠો છે."

તોય રાજકુમારી બોલી નહીં.

"બોલ, બેટા! શો જવાબ આપું?"

"એમાં શો જવાબ આપવાનો છે?" માતા ગર્જી ઊઠી: "કહેવડાવી દો એને: સિંહની પુત્રી શિયાળને પરણશે નહીં."

આ જવાબ સાંભળી રૂપનગરના રાજા એક ક્ષણ ક્ષુબ્ધ થઈ ગયા.

"કેમ શાંત થઈ ગયા છો? રજપૂતોની નસોમાં હવે શું પૂર્વજોનું લોહી વહેતું નથી?"

"વહે છે—અવશ્ય વહે છે, પણ એક વિચાર આવે છે." રાજા બોલ્યા:

"શો!"

"હું અવશ્ય ના કહેવડાવીશ, પણ મુગલ-પાદશાહના અગણિત સૈન્ય સામે મારા સૈન્યનું કશું ચાલવાનું નથી. પરિણામ એ જ આવશે, જે હું કલ્પું છું. પ્રભાવતીનું શું થશે ત્યારે?"

"હું કહું તેમ કરશો!" રાણી બોલી:

"હા."

"મેવાડના રાજા રાજસિંહ સાથે પ્રભાવતીને પરણાવી દો. આજ ને આજ એ જાતનો પત્ર તમે રાણા રાજસિંહને લખો. કેમ પુત્રી! તને આ માન્ય છે?"

રાજકુમારીએ સ્વપ્નામાં પણ ધાર્યું ન હતું, કે તેનું રૂપ, તેનું લાવણ્ય આ મહાન સંકટ ઉત્પન્ન કરશે. અને તે વાત ખરી હતી. પ્રભાવતીની સુંદરતાનાં વખાણ રાજ-

સ્થાનમાં જ નહીં, પણ આખા હિંદુસ્તાનમાં ફેલાયાં હતાં. અનેક રાજાઓ તેના સૌન્દર્યનાં વખાણ કરતા હતા. અને ઊડતી ઊડતી આ વાત ઔરંગઝેબને કાને પણ પડી હતી. મુગલરાજાઓ રજપૂતકન્યાઓ સાથે પરણતા હતા. ઔરંગઝેબે ધાર્યું હતું, કે રૂપનગરનો માંડલિક રાજા આ કહેણ સાંભળી ગર્વથી ફુલાશે અને પોતાની કન્યાને પરણાવવા અત્યંત રાજી થશે.

પણ અહીં તો વાત જુદી નીકળી. પ્રભાવતી તે કરવા તૈયાર ન હતી. તે તો પોતાનું જીવન આજન્મ બ્રહ્મચર્ય પાળી, ઈશ્વરની સેવામાં જ વિતાવવા માગતી હતી.

અને એ જ સૌન્દર્યે આજે આ દારુણ સંકટ તેના ઉપર અને તેના પિતા ઉપર આણ્યું હતું.

માતાની વાત પ્રભાવતી એક ક્ષણ વિચારી રહી.

રાજસિંહના ગુણો, તેનું શૌર્ય, તેનું સાહસ પ્રભાવતી જાણતી હતી. એકાએક તેની આંખો સામે રાજસિંહની મૂર્તિ તરવરવા લાગી.

તે બોલીઃ

"મા! મને માન્ય છે. હું પણ એક પત્ર મેવાડના મહારાણા ઉપર લખું છું. પિતાજી, પાદશાહના દૂતને આપ યોગ્ય ઉત્તર આપી દેશો."

રાજસભામાં બધા જ સરદારો બેઠા હતા. ઔરંગઝેબનો દૂત જવાબ સાંભળવા આતુર હતો. હજી રાજાજી આવ્યા

ન હતા. બધાનાં મુખ ઉપર ઉત્સુકતા તથા ગાંભીર્ય હતાં.

રૂપનગરના રાજા દાખલ થયા અને રાજસભાએ ઊઠી, પોતાના રાજાને ઉચિત માન આપ્યું.

ગંભીર વાણીથી રાજા બોલ્યાઃ

"મારા વહાલા સરદારો! તમે જાણો છો કે પાદશાહ ઔરંગઝેબનો દૂત આવ્યો છે. મારી પુત્રીનું માગું બાદશાહ ઔરંગઝેબ કરે છે, પણ મારી પુત્રી રાજી નથી; એટલે હું લાચાર છું કે આ સંબંધ થઈ શકે તેમ નથી."

દૂત તો આશ્ચર્યથી આ સાંભળી રહ્યો. તેણે ધાર્યું હતું કે રાજા ખુશ થઈને તેને શિરપાવ આપશે; તેને બદલે તો રાજા ધસીને ના પાડે છે.

"આ આપશ્રીનો છેલ્લો નિર્ણય છે?"

"હા, રાજદૂત! આ અમારો છેલ્લો નિર્ણય છે. પાદશાહ ઔરંગઝેબને કહેજો—અમે દિલગીર છીએ; આ સંબંધ કરવા અમે અશક્તિમાન છીએ."

"આનું શું પરિણામ આવશે તે આપ જાણો છો, રાજન્?"

"રજપૂતો પોતાના વચન ઉપર હમેશાં દૃઢ હોય છે. તેઓ પરિણામની પરવા કરતા નથી, રાજદૂત! અમે અમારો ધર્મ સમજીએ છીએ. તમે હવે જઈ શકો છો"

× × ×

આ સમાચાર સાંભળી, ઔરંગઝેબ ક્રોધથી કંપવા લાગ્યો. મારું અપમાન! તેણે તરત જ સેના સજ્જ કરવાનો હુકમ આપ્યો અને રૂપનગરના રાજ્યનો નાશ કરી, પ્રભાવતીનું હરણ કરવાનો નિશ્ચય જાહેર કર્યો.

( ૨ )

મેવાડની ગાદી ઉપર તે વખતે મહારાણા રાજસિંહ રાજ્ય કરતા હતા. રાણા પ્રતાપની જેમ તેમના મનમાં પણ મેવાડદેશના પુનરુદ્ધારની લગની હતી.

ઔરંગઝેબે પોતાના પિતાને કેદ કરી, ભાઈઓના લોહીથી ખરડાયેલા સિંહાસનને પચાવી પાડ્યું હતું. અકબર અને શાહજહાંની ઉદાર નીતિ તેણે છોડી દીધી હતી. જજિયા નામનો કરવેરો તેણે હિંદુઓ ઉપર નાખ્યો હતો. તેની ધર્માંધતાથી લોકો પીડાતાં હતાં અને તેઓ નાસી નાસીને મેવાડમાં આવતાં હતાં.

રાજસિંહે ન્યાયથી અને પરાક્રમથી તેની પ્રજાનાં દિલ જીતી લીધાં હતાં. અનેક સામંતો અને સરદારો તેનો હુકમ પાળવા તત્પર રહેતા હતા.

રાતને વખતે ગુપ્ત વેશ ધારણ કરી, તે પ્રજાનાં દુઃખ જોવા નીકળી પડતો; અને પ્રજાને સુખી રાખવા, તેમનાં દુઃખો હરવા સદૈવ તત્પર રહેતો.

× × ×

જે સ્થળેથી અરવલ્લીના ડુંગરા શરૂ થાય છે, ત્યાં તળેટીમાં એક સુંદર મંદિર આવેલું હતું.

સંધ્યાને સમયે ત્યાં એક મુસાફર આવી લાગ્યો. અત્યંત થાકેલો હતો અને રસ્તામાં ચોરોનો ભય, એટલે રાતવાસો આ મંદિરમાં જ કરવાનો તેણે નિર્ણય કર્યો.

મંદિરમાં આવી ભગવાનનાં દર્શન કરી, તેણે પોતાની ગાંસડી એક ખૂણામાં મૂકી.

બીજા બે-ચાર મુસાફરો પણ આવી લાગ્યા. "કેમ ભટજી! ક્યાં જવું?" એક મુસાફર કે જે હમણાં જ આવ્યો હતો તે બોલ્યોઃ

"આ....મેવાડ તરફ."

"મેવાડ તરફ?"

"હા."

"કેમ રાણાજીને મળવા જવું છે?"

"ના....હા....એ તો અમથું જ."

"ભલે, ભલે, બાપલા! અમારે પણ તે જ બાજુ જવું છે. રસ્તામાં લૂંટારાઓનો ડર. એક કરતાં બે ભલા."

"એમ! મારે ય એ બાજુ જવું છે." બીજો મુસાફર બોલ્યોઃ

"તો તમે ય સાથે. એમાં શું? બે કરતાં ત્રણ ભલા."

ભટજી મૂંઝાવા લાગ્યા. આ લોકોને શી પંચાત, હું ક્યાં જાઉં છું તેની?

પણ તે કંઈ બોલ્યો નહીં.

"અને ભટજી, સાથે જોખમબોખમ રાખવું નહીં હો!" એક વણમાગી સલાહ આપી.

"ના રે! મારા જેવા બામણને વળી જોખમ કેવું ને વાત કેવી!"

સવાર પડી. ભટજીએ ઊઠીને જોયું, કે પ્રકાશ ફેલાઈ રહ્યો છે. અરવલ્લીના ડુંગરાઓ સામે દેખાય છે: ભગવાનને પ્રણામ કરી, તે ચાલવા લાગ્યો. તેની સાથે બીજા બે મુસાફરો પણ ચાલવા લાગ્યા.

"ઉતાવળ કરો મા, અમે પણ ચાલીએ '

"હા... હા. પધારો પધારો ને." ભ

સાંકડી પગદંડીથી તેઓ ઉપર ચઢ

વખત હતો. ખુશનુમા પવન વાતો હ

શ્રમ પડતો ન હતો.

ધીમે ધીમે સૂર્યનો તાપ વધવ

હવે કઠણ આવવા લાગ્યું.

"ઓહોહો! પરસેવાથી તમે

"હા."

"લાવો તમારી પોટલી ઊ

"ના, ના બાપુ, એ તો...."

"કેમ માલમત્તા છે કે?"

"નહિ, બાપુ !"

અને તેઓ ચાલવા લાગ્યા. કોઈ કોઈ વાર રસ્તો ગાઢ વૃક્ષોના જંગલમાંથી પસાર થતો, તો કોઈ વાર ઝાડીઓ વચ્ચે થઈને જતો, તો કોઈ વાર સૂર્યનો પ્રચંડ તાપ તેના ઉપર પડતો.

બપોર થતાં થતાં તો ગરમી અસહ્ય થઈ પડી.

એક વૃક્ષ નીચે તેઓએ વિસામો લીધો અને ખાધું. પાસેના ઝરામાંથી પાણી પીધું અને થોડો આરામ કર્યો.

થોડી વાર પછી તેઓ આગળ ચાલવા લાગ્યા.

સાંજ થતાં થતાં તો તેઓ એક ઝાડીમાં આવી લાગ્યા. અંધારું ધીરે ધીરે વધવા લાગ્યું હતું.

"ભટજી !"

"બાપુ."

"જો એક વાત માનો હો !"

"શું ?"

"કંઈ પણ માલમત્તા હોય તો અમને સોંપી દો; કારણ...."

"પણ બાપુ ગરીબ બામણ પાસે ...."

"એ એમ નહી માને" અને તેમ બોલી એક જણે પાછળથી આંટી ભેરવી, ભટજીને ભોંય ઉપર નાખ્યા. બીજાએ સિસોટી વગાડી અને બે બીજા માણસો ઝાડીમાંથી આવી

લાગ્યા અને પંડિતજીના મોઢામાં ડૂચો મારી, તેમના ગજવામાંથી તથા પોટલીમાંથી જે કંઈ પણ મળ્યું તે લઈને નાઠા.

× × ×

આ જ સમયે પહાડ ઉપરના ભાગમાંથી એક અશ્વ પર આવતા સૈનિકે આ ભાગતા ડાકુઓને જોયા. ઘોડાને એડી મારી જ્યારે તે નીચે આવ્યો, ત્યારે તેણે વૃક્ષ સાથે બાંધેલા બ્રાહ્મણને જોયો; પણ તેને થોભવાનું કહી, આ અશ્વ પર આવેલા સૈનિકે ભાગતા ડાકુઓની પૂંઠ પકડી.

જંગલના દુર્ગમ રસ્તાઓમાં, ઝાડીઓમાં લપાતાછુપાતા તે ડાકુઓ એક ગુફામાં પેઠા.

આ સ્થળે આવી, સૈનિક ઘોડા ઉપરથી ઊતર્યો અને પછી ગુફા પાસે આવી, તે અંદરની હિલચાલ જોવા લાગ્યો.

ચાર માણસ અંદર હતા.

એક બોલ્યોઃ

"અરે આ તો કાગળ છે. મહારાણા રાજસિંહ ઉપર."

"વાંચ તો."

એક જણ મનમાં જ વાંચવા લાગ્યો.

"અરે !"

"શું ?"

"આનાથી તો ગજબ પૈસા મળે તેમ છે."

"કેવી રીતે? શું સંબંધી કાગળ છે?"

"રાજસિંહ સાથે રાજકુમારી પ્રભાવતીનાં લગ્નસંબંધી."

"અરે એ બાદશાહ ઔરંગઝેબને પહોંચાડવામાં આવે તો...."

"તો તો ગજબનો પૈસો મળે."

હવે સૈનિકે નિશ્ચય કરી લીધો. આ પત્ર મહારાણા રાજસિંહ ઉપર હતો અને તે પત્ર ઔરંગઝેબ પાસે લઈ જવામાં આવે તો....અને બીજી ક્ષણે તો સૈનિક ખુલ્લી તલવાર કરીને અંદર પેઠો.

અંદર પેસતાં જ સામેના માણસને પડકારીને બોલ્યો:

"નીચો! મારા જ રાજ્યમાં રહી, આવાં કાળાં કામ કરો છો? તમને મોતની સજા થવી જોઈએ." અને તલવારના એક ઝાટકે તેનું માથું ઉડાવી દીધું. બીજો પાસે પડેલી તલવાર લેવા જાય તે પહેલાં તો તેનું માથું પણ શરીરથી જુદું થઈ ગયું. ત્રીજાએ મોટો પથ્થર ઊંચકી રાજસિંહ ઉપર ફેંક્યો, પણ રાજસિંહે પેંતરા બદલી ચૂકવ્યો; તેને પણ મૃત્યુદંડ આપ્યો.

ચોથો માણસ એકાએક રાજસિંહના પગમાં પડ્યો અને બોલ્યો:

"ક્ષમા કરો, પ્રભુ! ક્ષમા કરો, અશરણશરણ!"

રાજસિંહે તેને ક્ષમા આપી.

પછી તેને લઈ ઝાડ નીચે આવી, પેલા બ્રાહ્મણને બંધનથી મુક્ત કર્યો.

× + ×

રાજસિંહ ભર્યા દરબારમાં બેઠા છે. ચૂડાવત સરદારો અને ચંદાવત સરદારો તેની પડખે બેઠા છે. બધાનાં મોઢાં ગંભીર છે. મહારાણાએ એક અગત્યના કામ માટે બધાને દરબારમાં બોલાવ્યા છે. બધાજ ઉત્સુકતાથી મહારાણાના મુખ ભણી જોતા બેઠા છે.

"મારા વહાલા સરદારો ! દિવસે દિવસે ઔરંગઝેબનો અત્યાચાર વધતો જાય છે. આજે તમને બોલાવવાનું ખાસ કારણ છે. રૂપનગરથી આ બે કાગળો આવ્યા છે. ચૂડાવત સરદાર ! એ તમે સભા સમક્ષ વાંચી સંભળાવો."

ચૂડાવત સરદાર ઊઠ્યા અને કાગળ વાંચવા લાગ્યા. કાગળ વંચાયા પછી રાજસિંહ બોલ્યોઃ

"બોલો, તમારો શો નિર્ણય છે?"

બધા જ એકસાથે બોલી ઊઠ્યાઃ

"મહારાણા ! અમે રાણા પ્રતાપના વંશજ આપને શી સલાહ આપીએ ? આપે ક્ષત્રિયધર્મ મુજબ શરણાગતને શરણ આપવું જ જોઈએ."

"શાબાશ, મારા શૂરા સામંતો !" રાજસિંહ બોલ્યાઃ "મારો પણ એ જ વિચાર છે. રાજકુમારીનું અમે

અવશ્ય પાણિગ્રહણ કરશું. અને એને અંગે પાદશાહ સાથે લડવું પડે તો આપણે અવશ્ય લડીશું."

"મહારાણાશ્રી!" યુવાન ચૂડાવત સરદાર બોલ્યો:

"બોલો ચૂડાવતજી!"

"મારી એક નમ્ર પ્રાર્થના છે."

"શી?"

"ઔરંગઝેબ આ સમાચાર સાંભળી, પોતાના સૈન્ય સહિત રૂપનગર ઉપર હુમલો કરશે; એ વાત નક્કી છે."

"બરોબર છે."

"એટલે મારી પ્રાર્થના છે, કે આપશ્રી ચુનંદા સૈનિકો સાથે રૂપનગર પધારો અને હું આપણા શૂરા સામંતો અને સૈનિકો સાથે આગ્રા અને રૂપનગર વચ્ચે બાદશાહના સૈન્યને રોકું. આપશ્રી આપનું કામ પતાવી, લગ્નવિધિ સમાપ્ત કરી, રાજકુમારી સાથે ઉદયપુર પાછા પધારો."

"ધન્ય છે તમને, ચૂડાવતજી! તમારી આ પ્રાર્થના માન્ય છે. તમે આજે જ પચાસ હજાર સૈનિકો સાથે સિધાવો. અમે પણ તમારી સલાહ મુજબ આજ રાતે જ પ્રયાણ કરીશું."

અને આ સાંભળી, ચૂડાવતજી રણમેદાનમાં જવા આતુર બની ગયા; ઉત્સાહથી તેમની ભુજાઓ ફડકવા લાગી.

× × ×

ચારે કોર ઉત્સાહનું અજબ વાતાવરણ દેખાય છે. સૈનિકો હથિયાર ધારણ કરી, પોતપોતાના અશ્વો ઉપર સજ્જ થઈ, પ્રયાણ માટે તૈયાર થઈ ગયા છે. રણભેરીઓ વાજે છે. ઉત્સાહ આપતા ચારણો અને બંદીજનો દોહા લલકારી લલકારીને સૈનિકોને તથા સરદારોને ઉત્સાહ આપે છે. માતાઓ અને લલનાઓ પુત્રોને તથા પતિઓને ભાવભીની વિદાય આપે છે.

ચૂડાવત સરદારના હાથે મીંઢળ બાંધેલો છે. હાડા-કુળની રાજકુમારી સાથે હમણાં જ તેમનાં લગ્ન થયાં છે. અને આજે એકાએક તેમને શત્રુ સાથે લડવા જવાનું છે; —અને તે પણ સેનાપતિ તરીકે.

પેલા ઝરુખામાં બેઠી હાડાવંશની રાજકુમારી વાટ જોતી હશે. તેને કલ્પનામાંય નહિ હોય, કે આજે જ તેને શત્રુઓના સંહાર અર્થે અને જરૂર પડે તો પ્રાણ અર્પવા જવું પડશે.

અને સુંદર હાડારાજકુમારી આ તૈયારીઓ જોઈ, વ્યાકુળ થઈ. એક ક્ષણ તેને પતિનો સુંદર ચહેરો યાદ આવ્યો. હજી તો તેમણે ગૃહસંસાર ભોગવ્યો ય નથી, ત્યાં વિધાતાએ આ શું કર્યું ?

પણ બીજી જ ક્ષણે તેને પોતાનું કુળવ્રત યાદ આવ્યું. રાજપૂતકન્યાએ હમેશાં પોતાના ભાઈઓને અને પતિઓને રણમેદાનમાં જતી વખતે પ્રેરણા આપી છે, તે

કેમ પાછી પાની કરે ? પોતાના સુખ માટે શું દેશના સુખનું બલિદાન આપે ?

રણમાં જવાને સેના ઉતાવળી થઈ ગઈ છે ઘોડાઓ હણહણે છે બદીજનો યશોગાન ગાય છે

અને ચૂડાવત સરદાર અંતિમ વાર પોતાની પ્રાણપ્રિયાના દર્શન માટે જાય છે.

અદર જઈ, પ્રિયતમાને એક ગાઢ આલિંગનમાં જકડે છે..અને અને એ સુકુમાર કન્યાને જોઈ, તેમનુ મુખ પડી જાય છે.

"કેમ મુખ પડી ગયુ, પતિદેવ!" હાડારાજકુમારી બોલી

"ના, કંઈ નહિ "

"વિચાર આવે છે-મળાશે કે નહિ ?"

"હા ! આ યુદ્ધ કટોકટીનુ છે. કોને ખબર "

"આપ ચિંતા કરશો નહિ ઈશ્વરમાં શ્રદ્ધા રાખજો આપ વિજયી થઈ આવશો ત્યારે હું આપને વધાવીશ . અને નહિ તો ક્ષત્રિય કોઈ દિવસ પોતાના ધર્મથી વિચલિત થતો નથી. અને આ વખતે જ્યારે આપને આવું મોટું માન મળ્યુ છે ત્યારે તો આપે મારો લેશ પણ વિચાર કરવો ન ઘટે"

"ના ! ખરી વાત છે. હુ મારા ધર્મ ઉપર "

"અને હુ મારા ધર્મ ઉપર ! લેશ પણ ચિંતા કરશો નહિ" હાડારાજકુમારી બોલી

"વચન આપો છો ?" એકાએક ચૂડાવત સરદારથી બોલાઈ ગયું. પત્નીની સુકુમારતા તથા છલકાતું યૌવન જોઈ, પતિથી આ બોલાઈ ગયું.

"વચન ! પ્રાણનાથ !" અને પછી તે પતિને ગળે બાઝી પડી.

"મારા સમ છે આપને." તે ફરી વાર બોલીઃ "રણમાં પાછી પાની કરશો નહીં."

અને આ વિદાય લઈ ચૂડાવત સરદાર પાછા ફર્યા; પણ તેમનું મન હાડારાજકુમારીમાં જ ચોંટી રહ્યું હતું. વારંવાર તે પાછા ફરીને પત્ની તરફ જોતા હતા.

રાજકુમારીને થયુંઃ પતિનું મન મારામાં પરોવાઈ રહ્યું છે...."હે નાથ! લાજ રાખજે." રાજકુમારીએ પ્રભુને પ્રાર્થના કરી.

નીચે આવી જોયુંઃ શૂરા પચાસ હજાર સૈનિકો તેમની વાટ જોતા ઊભા છે. એક હુકમ અને તેઓ ચાલવા તૈયાર છે.

તેમનો સફેદ ઘોડો ઝરૂખા નીચે ઊભો ઊભો હણહણે છે.

ચૂડાવત સરદાર એક છલંગે ઘોડા ઉપર ચઢે છે અને પાસે ઊભેલી દાસીને કહે છેઃ

"લાડીજીને કહેઃ તમારું વચન ભૂલશો નહીં."

અને દાસી અંદર દોડી.

અંદર જઈ તેણે કહ્યું: "બાઈ સા....! આપને વચનની યાદ દેવરાવી છે."

"છોરી! ઊભી રહે." તે બોલી:

બીજી ક્ષણે જ પાસે પડેલી તલવાર લઈ બોલી:

"લે, આ તેમને આપજે ને કહેજે: મેં મારું વચન પાળ્યું છે; તમે પણ પાળજો."

અને બીજી જ ક્ષણે એક ઝટકે પોતાનું માથું ઉડાડી, દાસીને આપ્યું.

દાસી આશ્ચર્યચકિત આ જોઈ રહી.

એક થાળમાં માથું મૂકી તેના ઉપર રૂમાલ ઢાંકી, દાસી દોડતી દોડતી નીચે આવીને બોલી:

"અન્નદાતા! લાડીજીએ આ ભેટ મોકલી છે ને કહેવડાવ્યું છે, કે મેં મારું વચન પાળ્યું છે; તમે પણ પાળજો."

હર્ષમાં ને હર્ષમાં ચૂડાવત સરદારે રૂમાલ ઊંચક્યો.

"ઓહ! પ્રિયતમાનું માથું!!"

બીજી જ ક્ષણે માથાના વાળના બે ભાગ કરી, એ મસ્તકને ગળામાં લટકાવી બોલ્યા:

"આગેકૂચ, મારા સરદારો!"

અને જાણે સાક્ષાત્ શંકર ભગવાન ગળામાં રુંઢમાળા પહેરી, રણે ચઢ્યા હોય તેમ ચૂડાવત સરદારે ઘોડો હંકારી મૂક્યો,

અગણિત સૈન્ય આ દશ્ય આશ્ચર્ય જોઈ રહ્યું.

× × ×

આગ્રા અને કનકપુરની વચ્ચોવચ આવીને ચૂડાવત સરદારે પડાવ નાખ્યો. દૂતે આવી ખબર આપી.

"ઔરંગઝેબનું સૈન્ય પૂર વેગે નદીના પૂરની જેમ ઊલટતું આવે છે."

ચૂડાવત સરદારે મોખરા નક્કી કર્યા.

જ્યારે ઔરંગઝેબને ખબર પડી, કે મેવાડનું સૈન્ય રસ્તો રોકીને ઊભું છે, ત્યારે તેણે ચૂડાવત સરદારને સંદેશો મોકલાવ્યો:

"પાદશાહ સલામત ફરમાવે છે, કે અમારે તમારી સાથે કંઈ પણ વેર નથી, અમે ઉદયપુર જતા નથી, અમારે અન્ય સ્થળે જવું છે; માટે રસ્તો રોકશો નહીં."

ચૂડાવત સરદારે જવાબ મોકલ્યો:

"અમે તમને માર્ગ આપવાના નથી. તમારે આગળ વધવું હોય, તો અમારા સૈન્યને ભેદીને આગળ વધી શકો છો."

પાદશાહે ફરી વાર કહેણ મોકલ્યું; પણ ચૂડાવત સરદાર એકના બે થયા નહીં.

અને પછી તો ભયંકર યુદ્ધ જામ્યું. ત્રણ દિવસ સુધી આ યુદ્ધ ચાલતું રહ્યું.

ત્રીજે દિવસે તો ઔરંગઝેબના સૈન્યે જબરદસ્ત ધસારો કર્યો.

આ બાજુ ચૂડાવત સરદારે નક્કી કર્યું, કે રાત સુધી આ સૈન્ય આગળ વધી શકે નહીં તેમ થવું જોઈએ.

તેણે પોતાના સૈનિકોને જીવને જોખમે લડવા ઉશ્કેર્યા. પોતે પણ રણને મોખરે જ લડવા લાગ્યા.

પોતાના સેનાપતિના અજબ શૌર્યથી ઉત્સાહિત થઈ, રજપૂત લડવૈયાઓ અપૂર્વ ઉત્સાહથી લડવા લાગ્યા અને મુગલસેનાને મારીને પાછી હઠાવવા લાગ્યા.

પણ ચૂડાવત સરદારને અસંખ્ય ઘા લાગ્યા.

ઘોડાને દોડાવતા દોડાવતા તે ઔરંગઝેબના હાથી પાસે આવી લાગ્યા.

પોતાનો ભાલો ઉગામી જેવા પ્રહાર કરવા જાય છે, કે ઔરંગઝેબ બોલ્યો:

"ભાઈ! મારી નાખશો, પરણવા પણ દેશો નહિ?"

"પાદશાહ! કુરાનના સોગંદ લઈને વચન આપ, કે દસ વર્ષ સુધી મેવાડ તરફ નજર પણ નહિ કરું; તો જ તમે બચી શકશો."

પાદશાહે કુરાનના સોગંદ ખાધા અને ચૂડાવત સરદારે ઘોડો પાછો ફેરવ્યો; પણ સૈનિકો તેમના ઉપર તૂટી પડ્યા.

શત્રુઓના પ્રહારોને ઝીલતા, અનેકને યમના દરબારમાં પહોંચાડતા તે પોતાની સેનામાં આવી મળ્યા:

અસંખ્ય રજપૂતો હણાયા હતા.

સંધ્યાનો સમય થયો હતો. યુદ્ધ બંધ થવા પામ્યું હતું.

ચૈત્રમાસનો પૂનમનો ચંદ્ર આકાશમાં બિરાજતો હતો; અને એ જ સમયે ચૂડાવત સરદારનો દેહ ઘોડા ઉપરથી લથડિયાં ખાઈ જમીન ઉપર પડ્યો.

રજપૂતસેના હાહાકાર કરી ઊઠી....એ મોટા મેદાનમાં અસંખ્ય રજપૂતોનાં મુડદાં પડેલાં હતાં. એક બાજુ વીર ચૂડાવત સરદાર પોતાની પ્રિયતમાના વચનને સંભારી– પોતે પણ વચન પાળ્યું છે તેનો આનંદ અનુભવતો, છેલ્લા શ્વાસ ગણી રહ્યો હતો.

આ દશ્ય જોઈ, આકાશમાં ચન્દ્ર પણ તૃપ્તિ અનુભવતો આનંદથી મરક મરક જાણે હસવા લાગ્યો.

× × ×

અને રાજસિંહ પોતાના વચન અનુસાર, પ્રભાવતીને પરણી, પોતાના ચુનંદા સૈનિકો સાથે તેને લઈને પુર આવ્યો.

ચૂડાવત સરદારની અનુપમ વીરતાની મા રાણાની આંખમાંથી હર્ષ અને શોકનાં અશ્રુ .

રાજકુમારી પ્રભાવતી પણ આ અનુપમ વાત સાંભળી, સ્તબ્ધ બની ગઈ. અને હ સતીત્વની ને શૌર્યની વાત સાંભળી, તેની આંસ સરી પડ્યાં !

# ભીમની ઉદારતા

મહારાણા રાજસિંહને બે પુત્રો હતા.

એકનું નામ ભીમસિંહ,

બીજાનું નામ જયસિંહ.

ભીમસિંહ મોટા, જયસિંહ નાનો.

પણ રાજસિંહને જયસિંહ તરફ વધારે પ્રેમ, વધારે લાગણી અને વધારે સ્નેહ.

બન્ને પુત્રો પિતાની આજ્ઞા પ્રમાણે વરતનાર. પિતા કહે તેમ કરે. તેમની ઇચ્છાને કદાપિ લોપે નહિ.

રાજસિંહની ઇચ્છા હતી કે જયસિંહ રાજ્ય ભોગવે, પણ ભીમસિંહ મોટા પુત્ર; એટલે એવું અન્યાયી કાર્ય પોતે પણ કેમ કરી શકે!

જ્યારે જ્યારે બન્ને પુત્રોને જુએ ત્યારે ત્યારે તેમનું મન ઉદાસ થઈ જાય. જ્યારે એકલા પુત્રો મળે ત્યારે ખૂબ આનંદથી વાતો કરે.

× × ×

સૂર્યદેવ આકાશના મધ્યમાં આવવાની તૈયારીમાં હતા. રાજસિંહ ઉદયપુરના પોતાના મહેલમાં બેઠા હતા. દૂર દૂર બારીમાંથી સરોવરનાં પાણી સૂર્યના તાપે ઝગમગ થઈ રહ્યાં હતાં.

બન્ને પુત્રો તેમની સામે જ રમતા હતા કે કંઈ કામ કરતા હતા.

એકાએક મોટા પુત્ર પાસે આવ્યો. પિતાએ ભીમને બોલાવી કહ્યું:

"બેટા!"

"પિતાજી."

"અહીં આવ."

"જી" કરતોક ભીમ પાસે આવ્યો.

"તે કોણ રમે છે?"

"મારો ભાઈ, નાનો ભાઈ જયસિંહ."

"એ તારા માર્ગમાં કંટકરૂપ છે. લે આ કટાર અને ભોંકી દે તેની છાતીમાં."

ભીમ તો આ સાંભળી અવાક્‌જ થઈ ગયો. 'શું આ પિતા પોતે બોલતા હતા? જે પુત્રને પોતે પ્રાણથી પણ વધારે માને છે, જેને પિતા મારે બદલે રાજ્ય પણ આપવા ઇચ્છે છે, તે જ પુત્રને કટારથી મારી નાખવાનું કહે છે?' એક ક્ષણ તો તે જડવત્ ઊભો રહ્યો.

અને બીજી ક્ષણે કેવા કેવા વિચારો તેના મગજમાં પસાર થયા! તેને સમજાયું........વેદના–વેદના....પિતાના હૃદયની ગૂઢ વેદના જ આજે આ બોલાવે છે. પિતાના હૃદયમાં ચાલી રહેલો દ્વંદ્વ ભીમ સમજી ગયો. તે બન્નેને

ચાહે છે, છતાં અન્યાયથી નાના પુત્રને ગાદી આપવાના વિચારથી મૂંઝાય છે, અને કોઈ પણ વખત નબળી ઘડીએ જ્યેષ્ઠ પુત્રનો હક છીનવી, આ અન્યાય ન કરી બેસે, એ જ બીકે પિતા મને આ કાર્ય કરવા કહે છે—ભીમ સમજી ગયો.

વીજળીના ઝબકારાની જેમ એક વિચાર તેના મનમાં જન્મ્યો.

"પૂજ્ય પિતાજી!"

"બેટા."

"આપના હૃદયનો દ્વંદ્વ હું સમજું છું. પિતાજી, આપના સિંહાસનને સ્પર્શ કરી હું પ્રતિજ્ઞા કરું છું, કે આ રાજ્યના સર્વ અધિકાર હું ભાઈ જયસિંહને આપું છું. આજથી જ—હું રાજ્યને ત્યાગી દૂર દૂર ચાલ્યો જઈશ. હું આપના ચરણોનો સ્પર્શ કરીને કહું છું, કે હું આજથી દેનારી ગિરિમાર્ગના જળનું એક બિંદુ પણ ગ્રહણ કરું તો હું આપનો પુત્ર નહિ."

*રાજસિંહ તો આ દૃઢ પ્રતિજ્ઞા સાંભળી, દિગ્મૂઢ થઈ ગયા.*

"હાં—હાં પુત્ર...."

"નહિ પિતાજી." અને તેમ કહી પિતાના ચરણોની ધૂળ માથે ચઢાવી, ભીમ ચાલતો થયો.

× × ×

બપોરનો વખત હતો. ગરમીના દિવસો હતા. પૃથ્વી ઉપર સૂર્યનો પ્રચંડ તાપ પડતો હતો. આસપાસની ભૂમિ જાણે લાહ્યના લપકારા બહાર કાઢતી હતી. ડુંગરા તાપથી બળતા હતા.

અને એ સમયે એક અશ્વારોહી પોતાના એક સામંત સાથે અરવલ્લીના ડુંગરાઓને ખૂંદતો આગળ વધતો હતો.

પ્રતિજ્ઞા–પ્રતિજ્ઞા....બસ એ જ તેના મનમાંથી, અંતરમાંથી પડઘા ઊઠતા હતા, અને મધ્યાહ્નને એ વખતે પ્રચંડ સૂર્યની પરવાહ કર્યા વિના તે આગળ ને આગળ ધપતો હતો.

તેનું આખું શરીર પરસેવાથી રેલછેલ થઈ ગયું હતું.

ક્યાંય સુધી ચાલ્યા કર્યું. સૂર્યના તાપથી હવે તે અકળાવા લાગ્યો.

અત્યંત થાકી, તેણે એક વિશાળ વૃક્ષનો આશરો લીધો.

વૃક્ષ નીચે બેસતાં જ તેની આંખોમાંથી પાણી વહેવા લાગ્યાં.

ત્યાં દૂર દૂર ઉદયપુર છે ! ત્યાં જ તેની માતા રહે છે. પિતા અને ભાઈ પણ ત્યાં જ રહે છે. અને આજે પોતાનો દેશ, પોતાના પિતા, ભાઈ, બહેન–બધાંને છોડી, તે દૂર દૂર ચાલ્યો જાય છે.

અને ફરી વાર તેની આંખોમાં પાણી આવે છે

સખત તરસ લાગી છે. પાણી, પાણી–તેના વિના કંઠ સુકાય છે.

ફરી વાર તેને પિતા યાદ આવે છે. એક ન સમજાય એવી કરુણાથી, લાગણીથી ફરી વાર તેની આંખોમાંપાણી આવે છે.

"રાજકુમાર!" તેનો શૂરો સામત બોલે છે.

રાજકુમાર છાનોમાનો આંખ લૂછી લે છે.

"પાણી લાવું?"

રાજકુમાર બોલતો નથી.

પાસે જ એક ઝરણું ખળખળ કરતું વહે છે.

સામંત એક ચાંદીના પ્યાલામાં પાણી ભરી લાવે છે.

તૃષા ! તૃષા ! ! ઠંડુ પાણી ! ! ! ગળું સુકાય છે.

રાજકુમાર હાથમાં પાણીનું પ્યાલું લઈ પીવા જાય છે.

"અરે ! આમ જ પ્રતિજ્ઞા પાળીશ ?" અને રાજકુમાર પાણીના પ્યાલાને ફેંકી દે છે.

બીજી જ ક્ષણે તે ઘોડા ઉપર સવાર થાય છે.

અને—

"પ્રણામ ! મેવાડ તને છેલ્લા પ્રણામ !" કરતોક ઘોડાને એડી મારી, ચાલતો થાય છે.

# વીર જીવણજી



ભાવનગરથી ઊપડેલી ગાડી મંદ ગતિએ આગળ વધતી હતી. થર્ડ ક્લાસના નાનાશા ડબ્બામાં ગિરદીનો પાર ન હતો.

"કાં, ગઢવી! ક્યાં જવું?" મેં પૂછ્યું.

"એ....ને બાપા શિહોર."

વાતચીત યુદ્ધ વિષે ચાલતી હતી.

"હવે જોયા જોયા તમારા લડવૈયા—આજકાલના" ગઢવી મૂછોને વળ દેતાં બોલ્યા.

"કેમ?" અમે પૂછ્યું.

"કેમ બાપા? પૂછો છો કેમ? જમાનોમાં બેસીને

બમ મારી મારીને જ તમારા શૂરા લડવૈયાઓ જંગ જીતે છે ને બાપલા! ખરા ખેલ તો ખાંડાના, ખાંડાના. એ મર-દાનગી ક્યાં રહી છે હવે!" ગઢવી બોલ્યા.

"એમ ગઢવી!"

"એમ નહીં તો ક્યમ!" ગઢવી બોલ્યા; અને પછી ઉમેર્યું. "અમારા કાઠિયાવાડના ગામડે ગામડે તમને એવા વીરાઓની વાતું જડે."

"તો કહોને એકાદ એવા વીરની વાતું." એક યુવક બોલી ઊઠ્યો.

"આ, અમારા શિહોરની જ વાત લ્યોને."

"હા!" બધા ઉત્સુકતાપૂર્વક ગઢવી તરફ જોઈ રહ્યા.

"શિહોરનો સુરકાનો દરવાજો જોયો છે!"

"હોવે." એક જણ બોલ્યો.

"ત્યાં જીવણજીનો કોઠો ભાળ્યો છે!"

"ભાળ્યો છે ને."

"જીવણજીની વીરકથા જાણો છો!"

"ના."

"લ્યો, તો હાંભળો."

ગઢવીને શૂરાતન ચઢ્યું અને તેણે વાર્તા શરૂ કરી:—

એ.. ને તે વખતે શિહોરના કિલ્લાના સ્વામી વખતસિંહજી મા'રાજ રાજ કરે. એ....ને એક દિ' બધા સામંતો બેઠા છે ને કસૂંબોપાણી લ્યે છે, ત્યાં એક દૂત આવ્યો. વખતસિંહજી મા'રાજનો હુકમ થયો ને ભર દરબારમાં આવી તે બોલ્યો:

"અમારા સરદાર બાબાજીએ કહેણ મોકલ્યું છે, કે જોરજુલમથી તમે ઘણી જમીન, ઘણો મુલક પચાવી પડેલ છો, માટે રીતસર ખંડણી ભરો; નહીં તો...."

આ સાંભળી આખી સભા સ્તબ્ધ થઈ ગઈ. હેં....આ શું? તે વખતે ગાયકવાડની ફોજું આવતી ને ચોથું ઊઘરાવતી. હા, બાપલા!

પણ જીવણજી સામંત એકાએક ઊઠ્યો અને દૂતનું કાંડું ઝાલી બોલ્યો:

"અલ્યા બદમાશ! કોની સામું તું બોલે છે? ધડથી માથું હમણાં જ જુદું કરી નાખીશ."

"હં, હં!" સભા પોકારી ઊઠી.

"શૂરા સામંત! તમે રાજધર્મ ચૂકો છો. એ તો દૂત. દૂત ઉપર આપણુ બળ શું અજમાવીએ?"

ન છૂટકે જીવણજીએ તેનો હાથ છોડ્યો અને પોતાને આસને બિરાજ્યા.

"જા, તારા બાબાજીને કહેજે: મુલક અમે કાંડાંના બળથી લીધેલ છે. ખાંડાના ખેલ કરવા હોય તો આવી જાય! કેમ સામંતો ?"

"ધન્ય છે, ધન્ય છે! બાપુને!!" બધા જ બોલી ઊઠ્યા.

દૂત આ સંદેશો લઇને વિદાય થયો.

× × ×

"કેમ, જીવણજી!" વખતસિંહ મહારાજે કહ્યું.

"બાપુ."

"તો. કરો તૈયારી"

"ભલે બાપલા! જ્યાં સુધી શરીરમાં લોહીનું ટીપું છે ત્યાં સુધી એક બાબાજી તો શું પણ એવા સત્તર સો બાબાજી આવે તોય આ શિહોરગઢનો એક કાંગરો પણ ખેરવી ન શકે. પછી શું !"

"અમારો પણ એ જ નિર્ણય છે." બધા જ સામંતો બોલી ઊઠ્યા.

રણસંગ્રામની તડામાર તૈયારીઓ થવા લાગી. દૂતો ચારે બાજુ મોકલવામાં આવ્યા અને આસપાસના ગામોથી શૂરવીર લડવૈયાઓ બખ્તર સજી, શિહોરમાં ઉભરાવા લાગ્યા.

જીવણજીએ સેનાપતિ તરીકે બધી જ તૈયારીઓ શરૂ કરી દીધી. તોપોને ઠીક કરી. દારૂગોળા કિલ્લામાં પહોંચાડવાનું

કામ પણ આગળ વધવા લાગ્યું. સૈનિકો પોતાની તલવારને તીક્ષ્ણ કરાવી ને પહેરો દેવા લાગ્યા.

ચારે કોર ઉત્સાહનું વાતાવરણ ફેલાઈ ગયું.

પણ તે જમાનામાં કાઠિયાવાડમાં ગાયકવાડી બાબાજીની ધાક હતી. નાના નાના ઠાકોરો તો તેનું સૈન્ય જોઈને જ ચોથ ભરી દેતા. તેથી તો કહ્યું છેઃ—

"બાબા! તારી બકરી, કોઈ ન ઝાલે કાન;
ખરી સોતી ખાઈ ગયો, ભડલીવાળો ભાણ."

પણ જીવણજીએ તો પ્રતિજ્ઞા કરી હતીઃ કોઈ પણ રીતે બાબાજીને છક્કડ દેવી.

× × ×

બાબાજીએ દૂતને મોઢેથી જ્યારે આ વાત સાંભળી ત્યારે તેના ક્રોધનો પાર રહ્યો નહીં. પોતાના દળકટક સાથે અસંખ્ય તોપો લઈ, શિહોરના ગઢને ફૂંકી દેવા તે આગળ વધ્યો.

શિહોર પાસે આવી, તેણે શિહોરગઢને ઘેરો ઘાલ્યો.

પણ જીવણજીએ તો સરસ વ્યૂહરચના કરી હતી. આસપાસના ડુંગરાઓમાં તેણે બરકંદાજો ગોઠવી દીધા અને મોખરા ઉપર તોપો પણ ગોઠવી રાખી હતી.

બીજે જ દિવસે બાબાજીની તોપો ગઢ ઉપર ગોળા

વરસાવવા લાગી. બન્ને બાજુથી ખાઈઓમાં છુપાયેલા બરકંદાજો બાબાજીના સૈન્ય ઉપર ગોળીઓ વરસાવવા લાગ્યા. ઉપરથી તોપોનો મારો થવા લાગ્યો. સૈન્ય ગભરાવા લાગ્યું. ત્રણ દિવસ સુધી આમ મારામારી ચાલી; પણ બાબાજીનું સૈન્ય ફાવ્યું નહીં, અસ્તવ્યસ્ત થવા લાગ્યું.

એકાએક બાબાજીનું મોઢું આનંદથી ખુશ ખુશ થઈ ગયું.

× × × •

સંધ્યાનો વખત હતો. જીવણજી મહારાજ વખતસિંહજીને યુદ્ધની બાતમી આપી, પાછા ફરતા હતા. દૂર દૂર સુધી ફેલાયલા બાબાજીના લશ્કરને નિહાળતા હતા. કેમ કરીને બાબાજી પાછો વળે, તેની ચિંતામાં હતા. ત્યાં તો સામેથી એક માણસ લપાતોછુપાતો આવતો દેખાયો.

"કોણ?"

"એ તો હું, બાપજી!"

"રતનજી?"

"હા, બાપલા!"

"કેમ?"

"બાતમી લાવ્યો છું."

"શી?"

"કહું, બાપુ?"

"હા."

"બાતમી મળી છે...." અને તેણે જીવણજીના કાનમાં કંઈક કહ્યું.

"એમ ? રંગ છે રજપૂત, તને !.શાબાશ ! લે આ." અને તેમ કહી, તેમણે પોતાના ગળામાં પહેરેલી સોનાની કંઠી રતનજીને આપી.

સવાર થતાં પહેલાં જ બધી તૈયારી કરી લેવાની હતી. કોટના કાંગરે કાંગરે ફરી, તેણે શ્રેષ્ઠ પાંચસો માણસો તૈયાર કર્યાં; અને તેમને હુકમ આપી, પોતાની છાવણીએ ગયા.

× × ×

સવારનો વખત હતો. રણસંગ્રામની ભેરીઓ વાગવા લાગી. તોપોના ગોળાઓ સામસામે છૂટવા લાગ્યા. એક ઝાડીમાંથી રેલ આવતી હોય તેમ બાબાજીના સૈનિકો સુરકાના દરવાજા ઉપર ધસ્યા.

જેવા બાબાજીના સૈનિકો દરવાજા પાસે આવ્યા, કે "જય શિહોરપતિ આતાભાઈનો ! જીવણજી ગોહિલનો જય !" અવાજ બાબાજીને કાને પડ્યા.

"હત્તારી ! આ તો ભેદ બહાર પડી ગયો લાગે છે." બાબાજીથી બોલાઈ ગયું.

કોટને કાંગરે કાંગરેથી તીરો અને બંદૂકોનો મારો

ચાલ્યો. દરવાજા ઉપરથી ધડીંગ ધડીંગ કરતી તોપો ગોળા વરસાવવા લાગી.

એકાએક દરવાજા ઊઘડ્યા અને જીવણજીના ચુનંદા વીરો એકાએક સામેના લશ્કર ઉપર ત્રાટક્યા.

ખરેખરો રણરંગ જામ્યો. બંદીજનો દુહા લલકારી લલકારીને સૈનિકોને પાનો ચઢાવવા લાગ્યા.

રણભેરીઓ વાગવા માંડી અને સૈનિકો ઉત્સાહમાં આવી, શત્રુઓનાં માથાં ધડથી જુદાં કરવા લાગ્યા.

બાબાજીએ એ જોયું.

"હાં! નાક ન જાય."

"નાક હોય તો જાયને!" જીવણજીએ પડકાર કર્યો. "આવી જા મારી સામે યુદ્ધ કરવા. ખરા ખેલ ખાંડાના!" જીવણજીએ બાબાજીને પડકાર્યો; પણ તે તો પોતાને સ્થળેથી ચસથી મસ ન થયો.

આગળ આવી બાબાજી પોતાના સૈનિકોને પડકારવા લાગ્યો. સૈનિકોએ ધસારો કર્યો અને જીવણજીના કોઠાને ભેદી દરવાજામાં ઘૂસવાનો છેલ્લો મરણિયો પ્રયાસ કર્યો.

જીવણજીના સૈનિકો પાછા હઠવા લાગ્યા.

"હં! શૂરવીરો! વાહ મારા શૂરવીરો! મરીશું તો સ્વર્ગે જઈશું!" એમ કહીને જીવણજી પોતે યુદ્ધને મોખરે

પોતાના શૂરવીર સેનાપતિને આગળ ધસતો જોઈ, સૈનિકોમાં અજબ શૌર્ય આવ્યું.

"જય માતા! જય શિહોરી માતા!" કરતાં કરતાં સૈનિકોએ હુમલો કર્યો. તેમના શૌર્ય અને દબાણ સામે બાબાજીના સૈનિકો ટકી ન શક્યા અને તેઓ પાછળ હઠવા લાગ્યા.

"હાં, મારા રણબંકા શૂરવીરો! પડો પાછળ." જીવણજીએ હાકલ કરી

સૈનિકો જોશભેર આગળ વધ્યા અને બાબાજીના સૈનિકો રણ છોડી ભાગ્યા.

સૂર્ય ભગવાન ડુંગરા પાછળ અસ્ત પામવા લાગ્યા. લડાઈ રાત માટે બંધ પાડવાના શંખો વાગ્યા અને સૈનિકો પાછા ફર્યા.

× × ×

આખા શરીરે અનેક ઠેકાણે ઘવાયા છતાં શૂરવીર જીવણજી કોટ ઉપર ફરતા હતા અને આવતી કાલના યુદ્ધની તૈયારી કરતા હતા. જ્યાં જ્યાં સમારકામની જરૂર હતી ત્યાં ત્યાં તે સમરાવતા હતા અને જુદા જુદા નાયકોને હુકમ આપતા હતા.

રાત પડી ગઈ હતી. મરેલા સિપાઈના મુડદાંઓની આસપાસ શિયાળવાં ભયંકર ચિત્કાર કરતાં હતાં.

"હં, પછી ?"

"આપની આજની શૂરવીરતા જોઈ, તેઓ દંગ થઈ ગયા છે. આપ જેવા શૂરા સૈનિક સામે લડવું નકામું છે. આપ જેવા શૂરા સામંત તો ગાયકવાડમાં જ શોભે. આપ પધારો અમારી સાથે....આપને....શ્રીમંત ગાયકવાડને કહી, ઊંચામાં ઊંચો...."

"બસ બંધ કર તારી જીભ. તારા બાબાજીને કહેજે: 'ક્ષત્રિયોમાં હજી પણ તેમના પૂર્વજોનું લોહી વહે છે.' આવી વાતોથી અમે કર્તવ્યભ્રષ્ટ થઈશું નહીં–"

અને પછી તંબૂ બહાર આવી હુકમ કર્યો:

"કોણ છે રે ?"

"બાપજી."

"એને સહીસલામત પહોંચાડો બહાર."

× × ×

બધા સૈનિકોને સાથે લઈ જીવણજી બહાર આવ્યા અને એવી શૂરવીરતાથી લડ્યા, કે બાબાજીના સૈનિકો ઘાસની જેમ કપાવા લાગ્યા. વીર ગોહિલોનું શૌર્ય જોઈ, બાબાજી અંજાઈ ગયો. તેના સૈનિકો ગમે તેમ પણ ભાડૂતી હતા. સૈન્યમાં હાહાકાર મચ્યો અને તેમના સૈનિકો નાસવા લાગ્યા.

સંધ્યા સુધી યુદ્ધ થતું રહ્યું અને શત્રુઓનો કચ્ચરઘાણ નીકળતો ગયો.

બીજે દિવસે બાબાજીએ ત્યાંથી છાવણી ઉઠાવી, પલાયન કર્યું.

× × ×

"રંગ છે—રંગ છે, શૂરા તને!" શિહોર–નૃપતિ જીવણજીના વખાણ કરવા લાગ્યા.

"અન્નદાતા, મેં તો મારી ફરજ બજાવી છે. બીજું કશું કર્યું નથી." જીવણજી બોલ્યા.

અને એ શૂરા રજપૂતનું આ નમ્ર વચન સાંભળી, બધા જ સ્તબ્ધ થઈ ગયા.

બધા સામંતો એક સાથે બોલ્યાઃ "રંગ છે—રંગ છે, જીવણજી રંગ છે તમને."

ત્યાં તો શિહોરનું સ્ટેશન આવ્યું. ગઢવી સામાન સંભાળી, બોલ્યો.

"અને આજે ય એ દરવાજો ઊભો છે અને લોકો તે જગ્યાને જોઈ, જીવણજીને યાદ કરે છે."

"એ આવજો ગઢવી!" અમે સૌ બોલી ઊઠ્યા.

અમારાં નેત્રો શિહોરગઢના એ દરવાજા તરફ મંડાઈ રહ્યાં.

# હિરોળ માટે

રાણા અમરસિંહને બાતમી મળી હતી, કે મુગલ-બાદશાહ જહાંગીર એક મોટું સૈન્ય લઈને તેના ઉપર ચઢી આવે છે.

બધા જ સરદારો લડવા તૈયાર થઈ ગયા હતા.

પણ આ પ્રસંગે શક્તાવત સરદારો અને ચંદાવત સરદારો વચ્ચે બોલાચાલી થવા લાગી.

ચંદાવત સરદાર કહેઃ "હિરોળની રક્ષાનો ભાર અમારો."

(હિરોળ–સેનાનો અગ્રભાગ)

"ના, ભા! આ વખતે તો એ માન જોઈએ." શક્તાવત સરદાર બોલ્યા.

"એ તો જૂની પ્રથા–પ્રણાલી. હિરોળનું રક્ષણ તો અમે જ કરીશું,

"ના, ભા! એ નહીં બને. એ અમે કરશું."

અને લડાઈને મોખરે રહેવાને વચ્ચે ઝઘડો થવા લાગ્યો.

ચંદાવતો કહેતા હતા, કે 'વં

તેઓ કરે છે; માટે એ ભાર બીજા કોઈને ન અપાય,' ત્યારે શક્તાવતો કહે, કે 'દર વખતે એ લોકોને જ આ કામ સોંપવામાં આવે, એ અયોગ્ય કહેવાય.'

રાણા અમરસિંહ પોતાના બહાદુર સામંતોનું પાણી જોઈ ખુશ થયા, પણ આ કલહને અંગે સૈન્યમાં દુર્બળતા આવશે; એમ પણ જોઈ શક્યા.

ધીરગંભીર વાણીથી તે બોલ્યાઃ

"જે સરદારો અન્તલા–દુર્ગને ભેદી, તેના ઉપર પોતાનો વાવટો પહેલો ફરકાવશે; તેને હિરોળના રક્ષણનું મહત્તા ભર્યું કામ સોંપવામાં આવશે."

અને આ વાત સાંભળતાં જ બંને સરદારોનું વાણીયુદ્ધ બંધ પડ્યું. પોતપોતાના સૈનિકોને લઈ, તેઓ અન્તલા-દુર્ગના વિજય માટે નીકળી પડ્યા.

\+ + +

અન્તલા–દુર્ગ અઢારથી વીસ માઈલ દૂર આવેલો હતો. મજબૂત તેની દીવાલો હતી અને એક ટેકરી ઉપર અજેય જેવો ઊભો હતો. તે દુશ્મનોના હાથમાં હતો. ગીચ જંગલ અને ઝાડીઓ વચ્ચેથી એક રસ્તો ઉત્તર તરફ જતો હતો. અંદર જવાને એક જ દરવાજે હતો. કોટની આસપાસ ખાઈ હતી અને એક નદીનું પાણી તેમાં બારે માસ વહેતું.

ચંદાવત સરદારો પોતાના સૈન્યને લઈને પ્રથમ ત્યાં પહોંચવાનો પ્રયત્ન કરવા લાગ્યા. રાત્રિના અંધકારમાં જ તેમણે કૂચ કરી હતી. ભયંકર અંધારી રાત હતી.

પણ રસ્તો ભૂલતાં તેઓ એક વિકટ જંગલમાં પહોંચી ગયા અને તે જગ્યા કપાણની હતી, એટલે તેમના સૈન્યને એ જગ્યામાંથી આગળ વધવામાં ઘણી મુશ્કેલી નડી.

સદ્‌ભાગ્યે એક ભરવાડ રસ્તામાં મળ્યો. "ભાઈ અન્તલા-દુર્ગનો રસ્તો કયો?" ચંદાવત સરદારે પૂછ્યું.

"આપા! રસ્તો ભૂલ્યા તમે. એ... ને અડે કો રસ્તો ની–ઓલી બાજુ."

અને રસ્તો મળતાં જ તેઓએ વેગથી કૂચ શરૂ કરી દીધી.

જ્યારે તેઓ તળેટીમાં આવ્યા ત્યારે તેમણે જોયું, કે શક્તાવતોનું સૈન્ય ઉપર ચઢી રહ્યું છે.

દરવાજા ઉપર આક્રમણ કરવાને બદલે ચંદાવત સરદારે પાછળની બાજુથી કોટની દીવાલ ઉપર જ હુમલો લઈ જવાંનો હુકમ કર્યો.

પોતાના સૈન્યનો વ્યૂહ ગોઠવી, ઝાડીઓમાંથી રસ્તો કાપતા કાપતા તેઓ ઠેઠ ખાઈ પાસે આવી લાગ્યા.

"ઝુકાવો, મારા શૂરા સૈનિકો!"

અને તે હુકમ છૂટતાં જ અનેક સૈનિકો નીસરણીઓ લઈને ખાઈમાં પડ્યા.

ખાઈને ઓળંગી તેઓ કોટની દીવાલ પાસે આવી લાગ્યા.

ચંદાવત સરદાર સૌથી મોખરે હતો.

"લગાવો નીસરણી."

દુશ્મનો દેખાતા ન હતા.

"વાહ, રંગ રાખ્યો, મારા શૂરાઓ!"

અને સરદારે નીસરણી ટેકવી.

સૌથી મોખરે પોતે જ થયો અને નીસરણી ઉપર ચઢવા લાગ્યો.

એકાએક તોપના ગોળા છૂટવા લાગ્યા.

એક ગોળો ચંદાવત સરદાર ઉપર પડ્યો અને નીસરણી સહિત તે ખાઈમાં પડ્યો અને મરણ પામ્યો.

ચંદાવતોનું સૈન્ય આ જોઈને "હર હરા" ગર્જના કરતું બમણા વેગથી ધસારો કરવા મંડ્યુ.

આ બાજુ શક્તાવતો મુખ્ય દરવાજા તરફ ધસ્યા.

ચંદાવતોનું સૈન્ય હજી પાછળ છે એમ ધારી, બમણા ઉત્સાહથી તેમણે ધસારો કર્યો.

અંદરના સૈનિકોને તો આ હુમલાની ખબર ન હતી; પણ દુર્ગનાં બારણાં બંધ હતાં અને શક્તાવતોની ગંભીર રણગર્જના સાંભળી, તેઓ નિદ્રા છોડી સશસ્ત્ર થઈ સામા સૈન્ય ઉપર કોટ ઉપરથી તોપો છોડવા લાગ્યા.

ચૂડાવત સરદારે રણગર્જના કરી અને મહાવતને કહ્યું:

"ચલાવ હાથીને અને બારણા ઉપર છોડી મૂક."

અંકુશથી હાથીને દોરતો મહાવત, હાથીને દરવાજા સુધી લઈ ગયો.

ઉપરથી તીરો તથા બંદૂકોના નિશાનથી રજપૂતો પડવા લાગ્યા.

"ચલાવ."

અને હાથી મદોન્મત્ત બનીને દરવાજા તરફ ધસ્યો.

એક ભયંકર ટક્કર તોતીંગ દરવાજાને વાગી. બારણાં ખળભળી ઊઠ્યાં પણ તૂટ્યાં નહીં. દરવાજાના મોટા મોટા ખીલા હાથીના ગંડસ્થળમાં ભોંકાયા અને હાથી પાછો હઠ્યો.

ચૂડાવત સરદારે જોયું, હાથી ડરે છે. એક છલંગ

મારી તે નીચે કૂદ્યા અને સડસડાટ કરતા દરવાજાના ખીલા ઉપર ચઢી ગયા ને બોલ્યા:

"મહાવત! છોડી મૂક હાથીને મારી ઉપર. માર અંકુશ. જો બરોબર ચલાવ્યો નથી તો તને એકલિંગજીના સોગન છે. ચલાવ મારા શૂરવીર. કર મા મારા પ્રાણની પરવા."

અને શૂરા મહાવતે સ્વામીની આજ્ઞાનુસાર હાથીને એક અંકુશ ઘોંચી, ભયંકર વેગથી દરવાજા તરફ ધસાવ્યો. હાથી ચૂડાવત સરદાર ઉપર તૂટી પડ્યો અને એવા જોરથી અથડાયો, કે કડડ ...ડ....ડ....ભૂસ કરતાં બારણાં તૂટી ગયાં.

અને ચૂડાવત સરદાર એ પ્રમાણે પોતાના જીવનનું બલિદાન આપી, અમર કીર્તિ પ્રાપ્ત કરીને સ્વર્ગે સિધાવ્યા.

રણમસ્ત બનેલા ચૂડાવતોને લાગ્યું: કિલ્લો પ્રથમ તેમણે જ સર કર્યો છે અને એ ઘેલછામાં તેઓ પોતાના સરદારની લાશ ઉપર કદમ મૂકતા જયગર્જના કરતા અંદર પેઠા.

પણ હિરોળ મેળવવાનું માન તેમને મળ્યું નહીં. ત્યાં તો ચંદાવતોની ધ્વજા ફરકતી હતી.

વાત એમ બની હતી, કે જ્યારે ચંદાવતોનો સરદાર

દુશ્મનના તોપના ગોળાનો ભોગ બન્યો કે તરત જ વાંદા સરદારે સેનાપતિનું સ્થાન ગ્રહણ કર્યું. મરેલા ચંદાવત સરદારના શબને ખાંધ ઉપર મૂકી, સડસડાટ કરતો તે કિલ્લા ઉપર ચઢી ગયો.

અને આ દૃશ્ય જોઈ, ચંદાવતો એકબીજાની હરીફાઈ કરતા સીડીઓ વાટે ટપોટપ અંદર દાખલ થયા અને અંદરના સૈનિકોનો કચ્ચરઘાણ કાઢીને પોતાની ધ્વજા ફરકાવવા લાગ્યા.

બન્ને સૈન્યો કિલ્લાના મધ્ય ભાગમાં ભેગાં થયાં.

ચંદાવતો બૂમ પાડી ઊઠ્યાઃ

"હિરોળ–હિરોળ!"

"શાબાશ છે, રણબંકાઓ!" શકતાવતો બોલ્યા.

અને બન્ને પક્ષના સેનાપતિઓના શબ સામે બન્ને પક્ષના માણસો એકબીજાને ગળે ભેટ્યા.

"રંગ છે–રંગ છે, તમને વાંદા સરદાર! ધન્ય છે તમારી મરદાનગીને. હિરોળનું માન તમને છે, તમને!"

શકતાવતો એકી સાથે બોલી ઊઠ્યા.

'સસ્તુ' સાહિત્ય' એટલે 'ઊંચામાં ઊંચુ' સાહિત્ય'

# ગ્રંથોનું સૂચિપત્ર

| ઉત્તમ ધાર્મિક ગ્રંથો— | પૃષ્ઠ | મૂલ્ય |
|---|---|---|
| સંપૂર્ણ મહાભારત–ભાષાંતર–દળદાર સાત ગ્રંથોમાં... | ૫૨૦૯ | ૪૫–૦ |
| ઉપનિષદો–૧૧૨–સરળ ગુજરાતી ભાષાંતર–ચારભાગમાં... | ૬૦૦ | ૪–૦ |
| મહાભારતનું શાંતિપર્વ–રાજધર્મ, આપદ્ધર્મ, અને મોક્ષધર્મ–ચારે વર્ણ, આશ્રમના સામાન્ય ધર્મો; વિશેષ, મુખ્ય તથા ગૌણધર્મો ઇત્યાદિ ... ... | ૮૫૬ | ૭–૮ |
| માનસ રામાયણ–બે ભાગમાં, દોહા–ચોપાઈ હિંદી લિપિમાં અને અર્થ ગુજરાતીમાં ૩૦ ચિત્રો સાથે ... ... | ૧૪૦૦ | ७–૦ |
| તુલસીકૃત રામાયણ–બે ભાગમાં, દોહા–ચોપાઈ ગુજરાતી લિપિમા અર્થ સાથે. ૩૬ ચિત્રો સાથે ... | ૧૪૩૨ | ૭–૮ |
| વાલ્મીકિ રામાયણ–ભાષાંતર ૩૭ ચિત્રો સાથે, મોટા અક્ષરો | ૧૫૨૮ | ૬–૮ |
| ગિરધરકૃત રામાયણ–કવિ ગિરધરદાસની હસ્તપ્રત ઉપરથી | ૭૬૨ | ૪–૮ |
| યોગવાસિષ્ઠ મહારામાયણ–ચાર દળદાર ગ્રંથો, વૈરાગ્ય, મુમુક્ષુ ઉત્પત્તિ, સ્થિતિ, ઉપશમ ને નિર્વાણ–આ છ પ્રકરણો | ૨૫૦૮ | ૧૨–૦ |
| દત્ત–પરશુરામ અથવા આત્મદર્શનયોગ. ભગવાન દત્તાત્રેય પ્રણીત ત્રિપુરારહસ્ય જ્ઞાનખંડ, વિસ્તૃત સમજણ અને વિવરણ સાથે | ૩૪૪ | ૨–૦ |
| શ્રીમદ્ ભાગવત–બે ગ્રંથમાં ભાષાંતર–આવૃત્તિ ૧૧મી, ૨૭ ચિત્રો | ૧૨૪૦ | ૮–૦ |
| એકાદશ સ્કંધ–મૂળ સહિત સરળ ભાષાંતર ... ... | ૪૮૦ | ૧–૮ |
| ભગવતી ( દેવી ) ભાગવત–સરળ ભાષાંતર, મોટા અક્ષરોમાં | ૬૨૮ | ૬–૦ |
| મનુસ્મૃતિ–સરળ ભાષાતર, મૂળ શ્લોકોસહિત ... ... | ૬૪૦ | ૩–૦ |
| પાતંજલ યોગસૂત્ર–ભગવાન પતંજલિના યોગ સૂત્રો, અર્થ તથા સ્વા. વિવેકાનંદજીના વિવેચન સાથે ... | ૧૯૨ | ૧–૦ |
| જ્ઞાનયોગ–આત્મા, વ્યાવહારિક વેદાંત, કલ્યાણનો પંથ, યાજ્ઞવલ્ક્ય અને મૈત્રેયી–વગેરે ઉપર વિવેકાનંદે આપેલા વ્યાખ્યાનો | ૨૩૬ | ૦–૧૨ |
| રાજયોગ–( સ્વામી વિવેકાનંદકૃત ) સાધન, પ્રાણ, પ્રાણનું આધ્યાત્મિક રૂપ, પ્રાણનો સંયમ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન, સમાધિ ઇત્યાદિ | ૧૩૬ | ૦–૧૨ |
| આખ્યાનમાળા–ગ્રંથ ૧ લો તથા ૨ જો–સ્વ૦ અનંતપ્રસાદકૃત ઋષિ–મુનિઓ તથા દેવ–દેવીઓનાં કુલ ૪૩ આખ્યાનોનો સંગ્રહ ... | ૧૪૨૮ | ૬–૦ |
| વૈદિક વિનય–દરરોજના સ્વાધ્યાય માટે પસંદ કરી ચૂંટેલા ૩૬૦ વેદમંત્રો, ભાષાંતર–વિસ્તૃત સમજૂતી સાથે | ૮૪૦ | ૩–૧૨ |

| | | |
|---|---|---|
| **મોક્ષમાળા**–શ્રીમદ્ રાજચંદ્રકૃત જૈનતત્ત્વજ્ઞાનનું ઉત્તમ પુસ્તક | ૧૮૦ | ૧–૪ |
| **હું કોણ? અથવા ઉકાભક્તનું આત્મદર્શન**– ... ... લેખક: સ્વામી માધવતીર્થજી (જૂજ પ્રતો છે.) | ૩૮૪ | ૨–૦ |
| **અષ્ટાવક્રગીતા**–શ્લોકો તથા સરળ અર્થ ... ... ... | ૭૨ | ૦–૮ |
| **ઉપદેશસારસંગ્રહ**–મહાત્મા તિરુવલ્લુવરના વેદતુલ્ય ઉપદેશો | ૩૮૪ | ૧–૮ |
| **સુબોધરત્નાકર**–ધર્મનીતિના પ્રેરક ૧૦૫ દૃષ્ટાંતો ... ... | ૩૦૦ | ૧–૮ |
| **હૃદયતરંગ અને બ્રાહ્મણની ગૌ**–ઉત્તમ વિચારતરંગો તથા બ્રહ્મગ્રીસૂક્તનું સરળ ભાષાંતર ... | ૩૨૪ | ૧–૦ |
| **આર્યધર્મનીતિ ને ચાણક્યનીતિસાર**–પસંદ કરી ચૂંટેલા ધર્મનીતિના શ્લોકો, સરળ અર્થ સાથે ... | ૨૦૮ | ૦–૮ |
| **વિભુની વાટે ને રામાયણની રત્નપ્રભા**– ... ... ઉપદેશયુક્ત સંવાદ તથા રામાયણયુગની તુલના | ૧૬૪ | ૦–૪ |
| **વિષ્ણુસહસ્રનામ**–ભગવાન વિષ્ણુનાં હજાર નામો, અર્થ સાથે | ૧૨૮ | ૦–૪ |
| **વિષ્ણુસહસ્ર નામાવલિ દર્શન**–(ભગવાન વિષ્ણુનાં હજાર નામોના અર્થ–વિસ્તૃત વિવરણ સાથે) ... | ૨૨૦ | ૦–૬ |
| **અવધૂતગીતા**–મૂળ શ્લોકો તથા સરળ ભાષાંતર ... | ૧૫૨ | ૧–૦ |
| **આત્મરામાયણ**–રામાયણનું તત્ત્વજ્ઞાન સમજાવતું અધ્યાત્મ વિષયનું સરળ પુસ્તક ... ... | ૧૪૦ | ૦–૧૨ |
| **જીવન્મુક્તિવિવેક**–તત્ત્વજ્ઞાન, વાસનાક્ષય અને મનોનાશ કરી મુક્તિ માટે માર્ગદર્શન આપતો પ્રાચીન ગ્રંથ | ૨૨૦ | ૧–૪ |
| **પરમાનંદની પ્રાપ્તિ**–શુદ્ધાદ્વૈત મતથી બ્રહ્મનું નિરૂપણ... કરતું પુસ્તક, રસિક વાતચીતરૂપે ... ... | ૨૬૪ | ૧–૮ |
| **પ્રભુમય જીવનનું રહસ્ય**–મહાપુરુષોના ઉપદેશની વાનગી તથા ભજનો ઇત્યાદિ | ૧૬૮ | ૧–૦ |
| **વિદુરનીતિ**–શ્લોકો તથા સરળ ભાષાંતર ... ... ... | ૧૬૮ | ૦–૧૨ |
| **જીવન પગલે**–(કાવ્યો)–જીવનપથ ઉજાળવાની પ્રેરણા આપતો કાવ્યસંગ્રહ ... | ૧૧૨ | ૦–૧૦ |
| **મીરાં અને નરસિંહ**–પસંદ કરેલાં ૧૬૩ ભજનો તથા પદો (સંપાદક: ન્યાયમૂર્તિ હરસિદ્ધભાઈ દિવેટિયા) | ૧૦૪ | ૦–૧૨ |
| **આત્મવિલાસ**–જુદાંજુદાં દૃષ્ટિબિંદુઓથી વેદાંત સમજાવતો ગ્રંથ | ૩૪૪ | ૨–૦ |
| **શ્રીજ્ઞાનેશ્વરી ભગવદ્ગીતા**–ભગવાન જ્ઞાનેશ્વરે લખેલી અનેક દાખલા–દૃષ્ટાંતથી ગીતા સમજાવતી 'ભાવાર્થ દીપિકા'ની ટીકાના સરળ અર્થ સાથે ... | ૮૮૮ | ૪–૦ |
| **શ્રીમદ્ભગવદ્ગીતા**–ગુજરાતી સરલાર્થ તથા પંડિત નીલકંઠની વિસ્તૃત ટીકા સાથે, ૬૬ પત્રણા | ૬૭૬ | ૧–૧૦ |

**શ્રીભગવદ્‌ગીતા**—એક બાજુ શ્લોક ને બીજી બાજુ ભાષાંતર,
બોડંપટીનાં પૂઠાં ... ... ... ... ... ૪૮૦ ૦—૮

**શ્રીમદ્‌ભગવદ્‌ગીતા**—માત્ર ગુજરાતી ભાષાંતર
આવૃત્તિ ૨૦ મી, બોડંપટીનાં પૂંઠાં ... ... ૨૮૮ ૦—૪

**ઉત્તરગીતા**—અર્જુનને ઉત્તરાવસ્થામાં શ્રીકૃષ્ણે આપેલા તત્ત્વ-
બોધનો સરળ અનુવાદ મૂળ શ્લોકો સાથે ... ૬૪ ૦—૬

<u>સંતવાણી તથા ઉપદેશો</u>—

**પરમસુખી થવાના ઉપાય**—શ્રીમન્નથુરામશર્માનાં ધાર્મિક
. વ્યાખ્યાનોનો ઉપયોગી સંગ્રહ ૩૩૬ ૨—૦

**રામકૃષ્ણકથામૃત**—ઉપદેશો, બોધક વાતચીતના પ્રસંગો ઇ૦ ૮૦૦ ૫—૦

**દીવાને સાગર**—પ્રભુપ્રાપ્તિ અને જીવનસાફલ્યનો ઉલ્લાસ
આપતી શ્રી સાગરની ગઝલોનો સંગ્રહ ... ૪૮૦ ૪—૮

**અખાની વાણી**—અઘરા શબ્દોના અર્થ સાથેની ત્રીજી આવૃત્તિ ૫૦૪ ૩—૦

**પ્રીતમદાસની વાણી**—ધોળ, છપ્પા, કક્કા, મહિના ઇ.નો સંગ્રહ ૫૬૦ ૨—૮

**ભજનસાગર**—જુદાજુદા ભક્તોનાં ૯૩૧ ઉત્તમ ભજનોનો સંગ્રહ ૬૮૮ ૨—૮

**તુકારામ્હણે**—પસંદ કરેલા અભંગોનો સંગ્રહ-મરાઠીમાં... ૧૨૦ ૦—૫

**દાસબોધ**—ભક્તિનિરૂપણ, જન્મદુઃખનિરૂપણ, નવ પ્રકારની
ભક્તિ, બ્રહ્મનિરૂપણ, પિંડ અને બ્રહ્માંડ, સારાસાર
વિચાર ઇ૦ અનેક પ્રકારના **સમર્થ રામદાસના** ઉપદેશો ૬૪૮ ૨—૮

**સ્વામી રામતીર્થના સદુપદેશો**—આત્મકૃપા, બ્રહ્મચર્ય,
રાષ્ટ્રીય ધર્મ, આત્મસાક્ષાત્કારનો વિધિ, પ્રારબ્ધ
નહિ પણ પુરુષાર્થ, યજ્ઞનું રહસ્ય, આનંદ, જીવતો
કોણ છે? વગેરે બાબતો સમજાવતાં—
વ્યાખ્યાનો ઇત્યાદિ—(ગ્રંથ ૧ લા રૂપે)... ... ૫૬૪ ૨—૮
સદુપદેશો—(ગ્રંથ ૩ જા રૂપે) ... ... ... ૫૨૦ ૨—૮

**તુકારામ ગાથા**—બે ગ્રંથોમાં—પ્રભુપ્રેમ, ભક્તિ, જ્ઞાન અને
વૈરાગ્યપ્રેરક ૪૧૪૧ મરાઠી અભંગોનું સરળ ભાષાંતર ૧૮૪૦ [illegible]

**વિવેકાનંદસાર**—વિવેકાનંદના સમગ્ર ઉપદેશોના સારરૂપે
વિદ્યાર્થીઓ માટે ખાસ ઉપયોગી ૨૫૬ [illegible]

**સ્વામી વિવેકાનંદના ઉપદેશો**—ધર્મ એટલે શું? ભક્તિનું
ખરું સ્વરૂપ, વેદાંતનું હાર્દ, ભારતવર્ષનું પ્રતિબિંબ,
આપણું કર્તવ્ય, પુનર્જન્મ, ભક્તિયોગ, મૂર્તિપૂજા
પ્રભુપ્રેરિત વાતો, પત્રો ઇત્યાદિ

| | | |
|---|---|---|
| સદુપદેશો-(ભાગ ૪-૫ રૂપે) આવૃત્તિ ૨ જી | ૬૦૦ | ૨-૪ |
| ભક્તિયોગ-આવૃત્તિ ૨ જી (ભાગ ૮મા રૂપે) ... | ૩૮૪ | ૧-૮ |
| **પાતંજલયોગ ને જ્ઞાનયોગ** (ભાગ ૧૦-૧૧ રૂપે) | ૫૬૦ | ૨-૦ |

## સંતો તથા વીરપુરુષોનાં જીવનચરિત્રો—

| | | |
|---|---|---|
| **સાઈબાબા**-શિરડીના પ્રખ્યાત સંતનું ચરિત્ર ... ... | ૪૩૬ | ૩-૦ |
| **રામકૃષ્ણ પરમહંસ**-પ્રેરણાદાયી અદ્ભુત ચરિત્ર ... | ૬૦૮ | ૨-૮ |
| **સ્વામી વિવેકાનંદ**-જીવનના બધા પ્રસંગો આલેખતું ... વિસ્તૃત ચરિત્ર ... ... | ૭૮૪ | ૩-૦ |
| **સ્વામી રામતીર્થ**-વિસ્તૃત ચરિત્ર, વેદાંતના ઉપદેશો સાથે | ૬૭૨ | ૩-૦ |
| **સંત તુકારામ**-મહારાષ્ટ્રના સુપ્રસિદ્ધ સંતનું ચરિત્ર... | ૬૪૮ | ૨-૮ |
| **ચૈતન્ય મહાપ્રભુ**-ત્રણ ગ્રંથોમા, વિસ્તૃત ચરિત્ર ... ... | ૧૫૯૬ | ૬-૮ |
| **જ્ઞાનેશ્વર મહારાજ ને મહાત્મા એકનાથ** : બે ચરિત્રો... | ૫૦૪ | ૨-૮ |
| **સ્વામીશ્રી બ્રહ્માનંદજી ને શિવાનંદજીનાં ચરિત્રો**... | ૪૨૪ | ૧-૬ |
| **શ્રી રામચંદ્રદત્ત ને નાગમહાશયનાં ચરિત્રો** ... | ૩૩૬ | ૧-૦ |
| **મહાત્મા સરયુદાસજી, ભૂધરભક્ત ને મહાત્મા જાનકીદાસજીનાં ચરિત્રો** ... ... | ૨૫૬ | ૦-૧૦ |
| **ભક્તચરિત્ર**-નાભાકૃત ભક્તમાળમાં નહિ આવેલાં મહાન ૨૯ ભક્તોનાં અદ્ભુત અને પ્રેરણાદાયી ચરિત્રો | ૫૨૮ | ૨-૮ |
| **આદર્શ ચરિત્રસંગ્રહ**-ભાગ ૨ જો-બોધક ૭૦ ટૂંકાં ચરિત્રો | ૬૨૪ | ૨-૮ |
| **મુસ્લિમ મહાત્માઓ**-૬૬ મુસ્લિમ સૂફી સંતોનાં ચરિત્રો | ૭૫૬ | ૨-૪ |
| **નાનક**-ટૂંકું ચરિત્ર, અન્ય નવ ગુરુઓના ટૂંકા પરિચય સાથે | ૭૨ | ૦-૬ |
| **મહર્ષિ દયાનંદ**-ગુજરાતના મહાન જ્યોતિર્ધરનું ચરિત્ર | ૧૫૨ | ૧-૦ |
| **મહાવીર**-ભગવાન મહાવીરનું ટૂંકું ચરિત્ર .. ... ... | ૫૬ | ૦-૬ |
| **રમણ મહર્ષિ**-ટૂંકો પરિચય ને બોધ (સ્વામી માધવતીર્થ) | ૧૮૪ | ૧-૦ |
| **શ્રી તૈલંગ સ્વામી**, વિશુદ્ધાનંદ તથા પોહારીબાબાનાં ચરિત્રો | ૮૮ | ૦-૪ |

## ઐતિહાસિક તથા સાહિત્યવિષયક ગ્રંથો—

| | | |
|---|---|---|
| **ભારતના વીરપુરુષો**-ઐતિહાસિક ૪૦ વીર પુરુષોનાં ચરિત્રો | ૩૩૬ | ૧-૪ |
| **વીર દુર્ગાદાસ અથવા મારુ સરદારો**-મારવાડના રાજપૂત યુગના આ નરકેસરીનું વીરત્વભર્યું વૃત્તાંત .. | ૩૦૪ | ૧-૦ |
| **કચ્છની લોકવાર્તા**-(શ્રી. ડુંગરશી ધરમશી સંપટ)... કચ્છદેશની રાજપૂત યુગની ઘટનાઓ આલેખતો ગ્રંથ | ૩૫૪ | ૨-૦ |

**સાહિત્યપ્રારંભિકા**–ગુજરાતી સાહિત્યના વિકાસનો ...
ઇતિહાસ: વિદ્યાર્થીઓ માટે ખાસ ઉપયોગી ... ૧૫૨ ૧–૦
**ગુજરાતની ગઝલો**–(દી. બ કૃષ્ણલાલ ઝવેરી સંપાદિત)
જુદીજુદી ૮૯ ઉત્તમ ગઝલોનો સંગ્રહ ... ૧૮૦ ૧–૦
**જય ભારતી**–શ્રી. શયદાકૃત ભારતની ચડતી–પડતીનું દિગ્દર્શન ૩૬ ૦–૬

## ખાસ સ્ત્રીઉપયોગી ગ્રંથો—

**સ્ત્રીઓના વિવિધ પ્રશ્નો**–સ્ત્રીઓની કેળવણી, લગ્ન, વારસા
હક્ક, ગામડાંની સ્ત્રીઓનો પ્રશ્ન, કાર્યક્ષેત્ર, શારીરિક
સંપત્તિ,ગૃહઉદ્યોગ તથા સ્ત્રીઓની ફરજ ઇ૦ અનેક વિષયો ૨૫૬ ૧–૮
**કલ્યાણમયી**–વાર્તાના સ્વરૂપમાં સ્ત્રીઉત્કર્ષની ભાવનાને
રજૂ કરતો ગ્રંથ : આવૃત્તિ ૨ જી ... ... ૨૧૬ ૧–૦૦
**ભારતની દેવીઓ**–ત્રણ ગ્રંથો : પ્રાચીન તથા અર્વાચીન
૫૨૮ સતીઓનાં ચરિત્રો : સૌથી મોટો ને સસ્તો સંગ્રહ ૨૨૬૮ ૬–૦
**દયાળુ માતા અને સદ્‌ગુણી પુત્રી**–સ્ત્રીઉપયોગી ટૂંકી
ચાર વાતો–બાલિકાઓ માટે ખાસ ઉપયોગી ૧૬૦ ૦–૮
**ટૂંકી વાતો–ગ્રંથ ૧ લો**–સામાજિક નિર્દોષ ૬૬ વાતો ૫૮૮ ૨–૮
" – " **૨ જો**–કુટુંબ માટે ઉપયોગી ૫૭ વાતો ૫૭૬ ૨–૮
" – " **૫ મો**–સ્ત્રીપુરુષને ઉપયોગી ૫૬ વાતો ૪૦૮ ૨–૮
" – " **૬ ઠ્ઠો**–સર્વ માટે ઉપકારક ૮૬ વાતો ૭૨૦ ૨–૮

## સ્ત્રી–વૃદ્ધો–બાલકો માટે ઉપયોગી સ્વર્ગનાં પુસ્તકો—

**સ્વર્ગનું વિમાન**–ભક્તિમાર્ગના ટૂંકા ૩૨૫ રમૂજી દાખલા ૩૭૨ ૨–૦
**સ્વર્ગની કૂંચી**–સદ્‌વર્તન રાખતાં શીખવનારું પુસ્તક... ૩૭૨ ૨–૦
**સ્વર્ગનો ખજાનો**–ભક્તિમાર્ગની ત્રીજી ચોપડી ... ... ૩૧૨ ૨–૦
**સ્વર્ગનો પ્રકાશ**–જ્ઞાન અને પરમાર્થનો સંબંધ તથા ...
પાગલ હરનાથની જાણવાલાયક વાતો ... ૩૩૬ ૨–૦
**સ્વર્ગનો આનંદ**–ભક્તિના અનેક પ્રકારો ઇત્યાદિ ... ૩૬૦ ૨–૦
**સ્વર્ગની જિંદગી**–કંગાળ મનોદશાને માટે કીમિયારૂપે ૩૦૦ ૨–૦
**સ્વર્ગની સડક**–સ્વર્ગપ્રાપ્તિ માટેનો રસ્તો બતાવનાર ૪૬૮ ૨–૦
**સંસારમાં સ્વર્ગ**–સંસારને સ્વર્ગરૂપ બનાવનારું પુસ્તક ૩૪૮ ૨–૦
**સ્વર્ગની સીડી**–મોક્ષમાર્ગના ૧૨ પગથિયાંની સમજ... ૩૬૦ ૨–૦
**સાચું સ્વર્ગ**–ભક્તિ ને જ્ઞાનવિષયક સાદી વાતો ... ૪૯૨ ૨–૦

## ઉત્સાહ અને ચેતનાપ્રેરક ગ્રંથો—

આત્મનિરીક્ષણ ને સંકલ્પ–રમણલાલ વ૦ દેસાઈનું વ્યક્તિગત અને સમાજની નિર્બળતા ઉપર ડોકિયું કરી સ્વસુધારણા માટે પ્રેરણા આપનારું ઉત્તમ પુસ્તક ... ૧૬૦ ૧-૦

સુબોધપુષ્પવાટિકા–શેખસાદીકૃત નીતિવિષયક, મધુર અને હૃદયગ્રાહી શૈલીમાં લખાયેલું પુસ્તક: રાજાની, ત્યાગીની રહેણીકરણી, મૌનનો મહિમા, શિક્ષણનું ફળ ઇ૦ ૧૬૬ ૦-૫

સુબોધ કથાસાગર–બોધદાયક ૫૦૫ દૃષ્ટાંતોનો સંગ્રહ ૪૬૪ ૨-૦

આગળ ધસો–ચેતનાપ્રેરક મહાન ગ્રંથ (આવૃત્તિ ૩જી) ૪૬૮ ૨-૮

ભાગ્યના સ્રષ્ટાઓ–પોતાનું ભાગ્ય કેવી રીતે રચી શકાય? તે બતાવતું દૃષ્ટાંતો સાથેનું ઉત્સાહપ્રેરક પુસ્તક ૫૬૪ ૨-૮

સુખી જીવનનાં સાધન–વ્યાવહારિક સુખ મેળવી આનંદી જીવન ગાળવા ઉત્સાહ પ્રેરતું પુસ્તક... ૩૧૨ ૧-૮

આદર્શ દૃષ્ટાંતમાળા–ભાગ ૧–૨ બોધક અને અનુકરણીય ૮૧૯ દૃષ્ટાંતોનો સંગ્રહ ૬૨૮ ૪-૦

કતલખાનું–શ્રમજીવીઓનાં અનેકવિધ દુઃખોનો તાદૃશ્ય ચિતાર રજૂ કરતી નવલકથા (અપ્ટન સિંકલેરકૃત) ૬૬૬ ૩-૦

શુભસંગ્રહ–(ભાગ ૧, ૨ ને ૬) જુદા જુદા ત્રણ ગ્રંથોમાં ઘરગથ્થુ દવાઓ તથા ઉપયોગી માહિતીના ૪૦૧ લેખોનો સંગ્રહ ૧૪૯૨ ૫-૪

## વૈદક તથા વિજ્ઞાનના ગ્રંથો—

આર્યભિષક્ અથવા હિંદુસ્તાનનો વૈદરાજ–અનેક વનસ્પતિઓના ગુણ-દોષ, ઉપયોગ તેમ જ રોગો, તેનાં લક્ષણ ને કારણ તથા ઉપચારોનો મહાન ગ્રંથ: ૧૦મી આવૃત્તિ ૮૩૨ ૬-૦

આપણો ખોરાક–લે. બિનુ મસાણી; રોજ કેવો ને કેટલો ખોરાક લેવો જોઈએ? તે વૈજ્ઞાનિક ઢબે સમજાવતું પુસ્તક ૧૨૦ ૦-૧૨

ઔષધિ કલ્પલતા–જડ અને હઠીલા રોગો ઉપર જુદી જુદી સાદી ૪૩ ઔષધિઓના સેવન વિષે સમજૂતી ૧૧૨ ૦-૧૨

વૈદક સંબંધી વિચારો–બે ભાગમાં, આરોગ્ય અને વૈદકના ઉપયોગી ૨૬૧ લેખોનો સંગ્રહ ૧૧૧૬ ૩-૧૨

**આયુર્વેદ નિબંધમાળા**–ભાગ ૧ લો તથા ૨ જો
વૈદ્ય તિલકચંદ તારાચંદકૃતઃ આયુર્વેદ પ્રમાણે ચિકિત્સા-પદ્ધતિ સમજાવતો અનેક રોગ, તેનાં લક્ષણ, કારણ અને તેના સચોટ ઉપચારોનો ઉત્તમ સંગ્રહ ... ... ૧૧૫૨ ૪–૪

**આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન**–મ૦ ગાંધીજીકૃતઃ શરીરરચના, હવા, પાણી, ખોરાક, કસરત, કપડાં, પાણીના તથા માટીના ઉપચાર, અકસ્માત, ગર્ભ વેળા સ્ત્રી-પુરુષનું કર્તવ્ય વગેરે ૧૨૮ ૦–૮

## બાળકો માટેનાં પુસ્તકો—

**બાળકોના વિવેકાનંદ**–બાળોપયોગી ટૂંકું ચરિત્ર... ... ૫૬ ૦–૪

**બિરબલ અને બીજા**–લે૦ જ્યોતીન્દ્ર હ૦ દવેઃ બાદશાહ અને બિરબલ વિષેની તથા બીજી રમૂજી વાતોનો સંગ્રહ ૨૮૦ ૧–૮

**ભારતીય નીતિકથાઓ**–મહાભારતમાંની ૫૨ વાતો... ૧૬૨ ૦–૮

**સુબોધક નીતિકથા**–સ્વ૦ 'બિરબલ'કૃત ૧૫૨ બોધપ્રદ વાતો ૨૩૨ ૦–૮

**સદ્ગુણી બાળકો**–૬૬ ખરા બનાવોનો સંગ્રહ... ... ૧૩૬ ૦–૮

**બાળસદ્બોધ**–વાર્તારૂપે ધાર્મિક શિક્ષણ ... ... ૧૨૦ ૦–૪

**બાળકોની વાતો** ભાગ ૧ લોઃ બોધપ્રદ ૨૧ વાતો ... ૮૪ ૦–૬
,, ,, ભાગ ૨ જોઃ બોધપ્રદ ૬૧ લેખોનો સંગ્રહ ૨૬૪ ૦–૮

## ત્રણ આના શ્રેણીનાં પુસ્તકો

**ગીતાસંકલન**–સંપાદકઃ શ્રી૦ રમણ મહર્ષિઃ મોઢે કરવા જેવા ગીતાના ૪૧ શ્લોકો ઇ૦ સરળ અર્થ સાથે ... ૦–૩

**મનને**–એક સંતની મનોનિગ્રહ પ્રેરતી કવિતાઓ ... ... ... ૦–૩

**વિચાર સૂર્યોદય**–તત્ત્વજ્ઞાનની બાળપોથી જેવું વેદાંતનું સરળ પુસ્તક ૦–૩

**મેનાવતી ને ગોપીચંદ તથા ભર્તૃહરિ ને વિક્રમ**–સ્વ૦ કલાપીકૃત ૦–૩

**જેસલ અને તોરલ તથા ગોપીચંદ ને જાલંધર**– ,, ,, ૦–૩

**જ્ઞાનનાં ઝરણાં**–સ્વામી માધવતીર્થ ... ... ... ... ૦–૩

**ઉચ્ચ જીવન**–ડૉ. હરિપ્રસાદ દેસાઈ ... ... ... ... ૦–૩

## ચિત્રો ઇત્યાદિ

**પરમહંસ શ્રીરામકૃષ્ણ કેશવચંદ્ર સેનના ઘેર**... ... ... ૦–૨

**શ્રીચૈતન્ય મહાપ્રભુનું સંકીર્તન**–(ત્રિરંગી ચિત્ર) ... ... ૦–૨

**જ્ઞાનપટ, સોપાનપટ અને જ્ઞાનબાજી** ... ... ... ... ૦–૧

# સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

ઠે. ભદ્ર પાસે, પોસ્ટ બોક્સ નં. ૫૦, અમદાવાદ અને
કાલબાદેવી રોડ, હાથી બિલ્ડિંગ, ત્રીજે માળે, મુંબઈ–૨

છેલ્લાં ૩૪ વર્ષથી શિષ્ટ અને ઉપયોગી સાહિત્ય પૂરું પાડી રહેલી

# વિવિધ ગ્રંથમાળા

ભિક્ષુ અખંડાનંદે સ્થાપેલી

સંવત ૨૦૦૧ ] વાર્ષિક લવાજમ રૂ. ૬—૪—૦ પોસ્ટેજ માફ [ વર્ષ ૩૪ મું



વરસ દિવસે કઠ ઇંચ ૫×૭ના પાન ૨૦૦૦નું
શિષ્ટ ને ઉપયોગી વાચન ૬ થી ૮ પુસ્તકો
દ્વારા ઘેર બેઠાં અપાય છે.

આ માળાનું વર્ષ કારતકથી શરૂ થઈ આસોમાં પૂરું થાય છે. વર્ષની અધવચ્ચે જ્યારે ગ્રાહક થનારને કારતક માસથી ગ્રાહક ગણીને બહાર પડેલાં પુસ્તકો તરતમાં અપાય છે અને બાકીનાં નીકળે તેમ તેમ મોકલી અપાય છે.

વધુ વિગત માટે લખો:—